શ્રી

# આવશ્યક ભાવાર્થ પ્રકાશ

અને

# પ્રશ્નોત્તર કુસુમાવળી.

જૈનશાળાના ઉપયોગ અર્થે તથા જીજ્ઞાસુ જનોની
ધર્મ જ્ઞાનની જીજ્ઞાશા તૃપ્ત કરવા અર્થે

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

આનંદરામ પરમાનંદદાસની કુંપની
ભાવનગર

આવૃત્તી પહેલી પ્રત ૧૦૦૦

અમદાવાદ
શ્રી "મુદ્રણકળામંદિર" લિમિટેડ-ખાડિઆ

સંવત ૧૯૫૭ સને ૧૯૦૦

કિમ્મત રૂ ૦—૮—૦

## ઉપકાર પત્રિકા

નીચેના સદ્‌ગૃહસ્થોની ઉદારતા વડે આ પુસ્તક પ્રસિદ્ધ થયુ છે માટે તેઓનો આ સ્થળે ઉપકાર માનવામા આવે છે

શા છગનલાલ પુંજાભાઇ હા નદુબાઇ ભાવનગરી
શા ત્રિકમલાલ કાળિદાસ તથા તેમની પત્નિ મણીબાઇ ,,
બાયાણી ત્રિભૂવનદાસ અજરામર ,,
શા ફુલચંદ ખુશાલ હા તેજબાઇ ગામ વારણા
ગાંધી દુર્લભજી ત્રિભુવનદાસ મુંબઇ
શા દેવચંદ કુંવરજી ગામ ઉચડી હાલ કલકત્તા
વકીલ મણીલાલ મુળજી હા દિવાળીબાઇ
શા મગનલાલ જેઠાભાઇ મુંબઇ
શા પાનાચંદ જાદવજી હા માણેકબાઇ જામનગર
માસ્તર માણેકલાલ દયાળજી
માસ્તર કેશવલાલ લાડકચંદ
શેઠ વિઠલદાસ વનમાળીદાસ સુખડિયા
શા દયાળજી નાથાભાઇ હા ફુલચંદ બગેરદાસ
ગાંધી સવાઇલાલ કુબેરદાસ હા અબાબાઇ
શા બાવા દેવા હા વિઠલદાસ

ઉપરના શુભેચ્છકોએ આ કામમા સતોષકારક મદદ કરી છે તે ઉપરાત, તેવીજ મદદ 'જૈનહિતેચ્છુ' માસિકપત્રના એડિટર સાહેબ મોતીલાલ મનસુખરામ શાહ (નિમલપુર વાળા)તરફથી મળેલી છે તેમણે છપાવવા સબધી સર્વ ફાયદો, ખરા જીગરથી આપીને પોતાની ઉદારતા બતાવી છે આ પુસ્તકનો હેતુ, જ્ઞાન દર્શન ચારિત્રની ઇચ્છા ધરાવનાર વૈરાગ્યવાળા બાળ સજ્જનોને સસારના પ્રતિબધનથી છુટા પાડવાનો છે માટે જે પૂજ્ય પુરૂષે (મહા પુરૂષ પૂજ્યશ્રી ઉમેદચંદજી મહારાજે) એની ઉત્તમ યોજના કરી તેમનો તથા તે યોજનાની પ્રસિદ્ધિમા લાવવા જે ગૃહસ્થો સહાયભૂત થયા છે તે સર્વનો યત્ન ખરેખર સ્તુતિપાત્ર અને અભિનંદનીય છે

---

| પૃ० | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧ | ઠવિ ઠિએ | ઽવિ ઽએ |
| ,, | ,, | ભત્ત પાણુ વોઠોએ | ભત્ત પાણુ વોઠએ |
| ૧૬ | ૩ | નિના હડે | તેના હડે |
| | ૪ | વિરૂધર જાઇ કમ્મે | વિરૂધ રજાઇ કમ્મે |
| ૧૭ | ૧૧ | અપરિગ્ગહિય ગમણે ૨ | અપરિ ગ્ગહિય ગમણે (૨) |
| ૨૫ | ૨૩ | માળા વન ગ | માળા વન |
| ,, | ૨૬ | દસમા વ્રતની નોટ(૧) | (૧૧) |
| ૨૮ | ૮ | સથારો દુરૂહિને | સથારે દુરૂહિને |
| ,, | ૨૦ | માણુ લોભ | માણુ માય લોભ |
| ,, | ,, | કરણિજ્જ | અકરણિજ્જ |
| ૨૯ | ૧ | જાણુ | જાણુઇ |
| ,, | ૧૧ | સનિવાય | સનિવાઇય |
| ,, | ૧૪ | કાળ અણુવે | કાળ અણુવ |
| ,, | ૧૭ | જુમણા | સુસણા |
| ૩૬ | ૨૩ | બીજા સમણ સુત્રની નોટ પ્રમુખ' | પ્રમુખમાથી |
| ૩૮ | ૬ | માયા સલ્લણ, નિયાણ સ० | માયા સલ્લેણ નિયાણ સ० |
| ૪૦ | ૧૮ | પૌરમહિ | પજરમહિ |
| ૪૧ | ૫ | આમણાએ | આસાયણાએ |
| ,, | ૧૬ | સન્ન બૂરે જીવ | સ વ પાણુ બૂરે જીવ |
| ૪૨ | ૧ | ઘા તા જોગ | ઽાતા જોગ |
| | ૧૫ | પજવ સણાણ | પજવ સણાણ |
| ૪૩ | ૧૨ | અનિયાણે દીઠી | અનિયાણો દીઠી |
| ,, | ૧૩ | સમુેણુ મા સામોમ વિ વજ્જને અ ાઇ એસુ દિ | મા ા મોમ વિ વજ્જએ અ ાઇએસુ દિવસમુહેસુ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૨૧ | ચાઉવિસ | ચઉવિસ |
| ૪૬ | ૧ | ચન્દ્રાબાહુ | ચન્દ્ર બાહુ |
| ૪૭ | ૭ | ખાડાખઇયા | ખાડાખડિયા |
| ૪૮ | ૩ | કુલથી | કુનની |
| ૫૧ | ૭ | જોજનની ઉંચે | જોજનની ક્રોડાક્રોડ ઉંચે |
| ,, | ૨૨ | ક્રોડા ઉંચે | ક્રોડ ઉંચે |
| ૫૮ | ૧૦ | ત્યગી છે | ત્યાગી છે |

## પ્રશ્નોત્તર કુસુમાવળી

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૪ | ૧૦ | નૈયાતિક | નૈપાતિક |
| ,, | ૧૫ | नेवादय पय दर्घ | नेत्राइय पय दव्व |
| ૬૬ | ૨૦ | જીનશાન | જીન શાશન |
| ૬૮ | ૧૫ | तव ? | तव ? |
| ૭૧ | ૮ | શુ કરવા ઇચ્છો છે? | શુ કરના ઇચ્છો છો ? |
| ,, | ૧૦ | જે પાપ કરીને | જે પાપની આલોયણ કરીને |
| ,, | ૨૫ | ઉતરી કરણ | ઉતરી કરણેણુ |
| ૭૨ | ૨૨ | તેની | તેમા |
| ૭૪ | ૫ | અપાયાગમતિશય છે | અપાયાગમાતિશય છે |
| ૭૮ | ૧૮ | યોગ્ય આશા | યોગ્ય આશાએ |
| ૭૯ | ૨૨ | ચરિનાચારની | ચારિત્રાચારની |
| ૮૨ | ૧૨ | બીજુ અધ્યયન (આવશ્યક) | બીજુ અધ્યયન ( ચોવિસ સથુઓ આવસ્સક) |
| ૮૫ | ૮ | आवाधीआए | आवसीआए |
| ,, | ૨૪ | અને તે | અને તે |
| ૯૨ | ૧૬ | અજ્ઞાનતા તથા | અજ્ઞાનના તથા |

| પૃ૦ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૩ | ૧૨ | ચારિત્રાચારના સમયે | ચારિત્રાચારના સામાન્ય |
| ૯૭ | ૧૯ | પાચ દેપ છે | પાચ દો છે |
| ૯૮ | ૨૩ | બેને | બન્ને |
| ૧૦૦ | ૧૬ | પરિણામ | પરિમાણુ |
| ૧૦૨ | ૨૨ | નેમા | તેમા |
| ૧૦૭ | ૪ | શિક્ષા વ્રતીનું | શિક્ષા વ્રતનું |
| ૧૦૮ | ૧ | કલ્પદ્રુપ | કલ્પદ્રુમ |
| ૧૧૦ | ૧ | પદાથા લવા મા | પદાર્થો લેવા યા |
| | ,, | ઉપયાગના છ | ઉપયોગનો છે |
| ૧૧૭ | ૨૫ | વિહાર | વિચાર |
| ૧૧૮ | ૧૫ | માર્થિક | પરમાથ |
| , | ૧૭ | શુધમગળ | શુધ્ધ મગળ |
| ૧૧૮ | ૧૭ | કેટની પ્રકારના છે ? | કેટલા પ્રકારના છે ? |
| ૧૨૫ | ૧ | ચારેાા | ચારોના |
| ૧૨૮ | ૧૨ | ખેડની | ઉપેતી |
| ૧૨૮ | ૧ | અને અર્ધખુલ્લા | અને તે અર્ધ ખુલ્લા |
| , | ૪ | આરપનીક | આ પનીક |
| ૧૩૦ | ૬ | છે રે | છે સો |
| ૧૩૫ | ૨ | પતીને | પેસીને |
| | ૯ | તિા | તિને |
| ૧૩૬ | ૧૪ | દ ખાબ્ધિ | દુખાબ્ધિ |
| ૧૩૮ | ૧ | આવડમી | અઠમી |
| ૧૪૧ | ૧૨ | મારા જોતુ | તમામ જોતુ |
| ૧૪૭ | ૨ | સમદ' | "સમદ |
| ૧૪૩ | ૧૬ | અશ્ર | આશ્રવ |

# શ્રી આવશ્યક ભાવાર્થ પ્રકાશ.

## પાઠ ૧ લો નમોકાર મંત્રનો

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વ સાહુણં.

## પાઠ ૨ જો તિખ્ખુતાનો

તિખ્ખુતો, આયાહિણં, પયાહિણં, વંદામિ, નમંસામિ, સક્કારેમિ, સમ્માણેમિ, કલ્લાણં, મંગળં, દેવયં, ચેઇયં, પજ્જુવાસામિ.

**ભાવાર્થ**—(બંને પાઠનો) અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય તથા સર્વ સાધુની એ પંચ પરમેષ્ટિ ત્રિકરણ શુદ્ધે બે હાથ જોડી પંચાંગ નમનપૂર્વક સવિધિએ અભિવંદન કરી લાગેલા પાપની આલોયણ કરી માત્ર જોગની બની કરવા મારી ઇચ્છા છે, તેમાં હે પ્રભુ! તમે સહાય થાઓ!

## પાઠ ૩ જો ઇરિયાવહિનો*

ઇચ્છામિ પડિક્કમિઉં (૧) ઇરિયાવહિયાએ, વિરાહણાએ. (૨) ગમણાગમણે. (૩) પાણક્કમણે,

---

* સામાયકના મુળ પાઠો વચ્ચે જે ભાવાર્થ મુક્યા છે તે સપ્રેમના છે

બીય કમણે, હરિય કમણે, ઉસા ઉતિંગ, પનગ દગ, મટ્ટિ મકડા, સંતાણા સંકમણે (૪) જે, મે, જીવા, વિરાહિયા (૫) એગેંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચેંદિયા (૬) અભિહયા, વત્તિયા, લેસિયા સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઉ ઠાણં, સંકામિયા, જીવિયાઓ વવરોવિયા, તસ્સ મિચ્છામિ દુક્કડં (૭)

ભાવાર્થ —શુન્ય ઉપયોગથી રસ્તે જા આવ કરતાં 'પાણુક્કમે' વિગેરે પ્રાણીના નવ નકાર તથા 'એગંદિયા વિગેરે પાંચ પ્રકાર ને દશ પ્રકારે પીડા કરી હોય તો તે સર્વેની પાસે દુષ્કૃત્યની ક્ષમા માગી પશ્ચાતાપ પૂર્વક મારા અવિવેકને ધિક્કાર આપીને તેથી વધારે નિર્મળ થવા કાયોત્સર્ગની વિધિ કરૂં છું

---

## પાઠ ૪ થો તસ્સઉતરિનો

તસ્સ ઉત્તરિ કરણેણં, પાયચ્છિત્ત કરણેણં, વિસોહિ કરણેણં, વિસલ્લિ કરણેણં, પાવાણં કમ્માણં, નિગ્ઘાયણ ઠાએ, ઠામિ કાઉસ્સગ્ગં. (૮) અન્નત્થ, ઉસ્સસિયેણં, નિસ્સસિયેણં, ખાસિયેણં, છિયેણં, જંભાઇયેણં, ઉડ્ડુયેણં, વાયનિસગ્ગેણં, ભમલિએ પિત્તમુછાએ (૧) સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં, સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં,

(૨) એન માઇ એહિં આગારેહિ, અભગ્ગો, અવિરાહિઓ, હુજ્જમે કાઉસગ્ગો. (૩) જાવ અરિહંતાણ, ભગવંતાણ, નમો કારેણ, નપારેમિ (૪) તાવ કાય, ઠાણેણ, મોણેણ, ઝાણેણ, અપ્પાણ વોસિરામિ (૫)

ભાવાર્થ—ઇરિયાવહિ પડીકમીને જે પાપથી નિવૃત્ત થયો છુ તે પાપથી વધારે નિવૃત્ત થવાની આશાએ ત્રણ શલ્ય, ચાર પાપ અને આઠ કર્મ એ સર્વેનુ ચિંતવન કરી તેથી પાછા હટવા અર્થે દયા વિગેરે તેર કારણ મિલાવ, સ્થિર કરસા ત્રણ જોગથી ચલિત થવાની બધી માયે દુશતમાનો ત્યાગ કરૂ છુ

---

## પાઠ ૫ મો

### દર્શનાચારની શુદ્ધિ અર્થે લોગસ્સ.

( અનુષ્ટુપ વ્રત )

લોગસ્સ ઉજ્જોયગરે, ધમ્મ તિથ્થયરે જીણે, અરિહંતે કિત્તિસ્સ, ચઉવિસં પિ કેવળી. (૧)

( આર્યાવૃત )

ઉસભ મજીય ચ વંદે, સભવ મભિનંદણ ચ સુમય ચ, પઉમપ્પહ સુપાસ, જીણ ચ ચંદપહ વંદે. (૨) સુવિહિ ચ પુપ્ફદંત, સિયળ સિજ્જસ વાસુ પુજ્જં ચ, વિમળ મણત ચ જીણ, ધમ્મ સતિ ચ વંદામિ. (૩) કુંથુ અરંચ મલ્લિ, વંદે મુણિ સુવ્વય નમિ જીણ ચ, વંદામિ રિઠનેમિ, પાસ તહ વદ્ધમાણ ચ. (૪) એવમએ

અભિથુયા, વિહુય રયમલા પહીણ જરમરણા, ચઉવીસ, પિ જિણવરા, તિથ્થયરા, મે પસીયંતુ (૫) કિત્તિય વંદિય મહિયા, જે એ લોગસ્સ ઉત્તમ્મા સિદ્ધા, આરૂગ્ગ બોહિ લાભ, સમાહિ વર મુત્તમ દિંતુ (૬) ચંદેસુ નિમલયરા, આઇચ્ચેસુ અહિય પયાસયરા, સાગર વર ગંભીરા, સિદ્ધા સિદ્ધિ મમ દિસંતુ. (૭)

ભાવાર્થ—સ્તોત્રમાં ઋષભાદિક ચોવીસ તિર્થંકર તથા તે સિવાય મહાવિદેહ ક્ષેત્રના તિર્થંકરના ગુણનું સ્તવન કરીને, વિમલ વદન કરતા ઉપરાંત આરી પ્રાર્થના છે કે હે ! પ્રભો ! સર્વ લોકના સ્થાનમાંથી ઉત્તમ સ્થાનક તથા તમારે સિદ્ધપદ સર્વોત્તમ છે તેની પ્રાપ્તિ થવા યોગ્ય દર્શનાચારની શુદ્ધિ અર્થે સ્તવનાપૂર્વક તમારા ગુણનું અનુકરણ કરવું તેમજ ચારિત્રાચારની શુદ્ધિઅર્થે સાવદ્ય ક્રિયાથી નિવૃત થવા ઉદ્યમ કરવું

---

## પાઠ ૬ ઠો ચારીત્રાચારની શુદ્ધિ

દ્રવ્યથકી સાવજ્જજોગ સેવવાના પચ્ચખાણ, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાળથકી બે ઘડિ સુધી તે ઉપરાંત ન પાળુ ત્યાં સુધી, ભાવ થકી છ કોટીએ પચ્ચખાણ, કરેમિભંતે સામાઇયં, સાવજ્જં જોગ પચ્ચખામિ, જાવ નિયમ પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણ, નકરેમિ નકારવેમિ, મણસા વયસા કાયસા, તસ્સ ભંતે પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

ભાવાર્થ—હે પુજ્ય ! દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી આત્માને શુદ્ધ કરવા અર્થે બે કરણ તથા ત્રણ જોગને પાપના કામ કરતા અટકાવી ધર્મ ધ્યાનમા પ્રવર્તક થવા, અંતર્મુહૂર્ત ઉપરાંત સ્થિરતા રહે ત્યાં સુધી સાવદ્ય જોગ રૂપી પ્રથમના દુષ્ટ આત્માનો ત્યાગ કરૂ છુ

---

## પાઠ ૭ મો નમો થુણ

નમો થુણ, અરિહંતાણં, ભગવંતાણં, ૧. આઈગરાણં, તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં, ૨. પુરિસોત્તમાણં, પુરિસસિંહાણં, પુરિસ વર પુંડરિયાણં, પુરિસવરગંધહત્થિણં. ૩. લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં, લોગ પઈવાણં, લોગ પજ્જોયગરાણં. ૪. અભય દયાણં, ચક્ખુ દયાણં, મગ્ગ દયાણં, સરણ દયાણં, જીવ દયાણં, બોહિ દયાણં ૫. ધમ્મ દયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મ નાયગાણં, ધમ્મ સારહિણં, ધમ્મ, વર, ચઉરંત, ચક્ક વટ્ટીણં. ૬. દીવો તાણં, સરણ, ગઈ, પઈઠા, અપ્પડિહય, વર, નાણ, દંસણ, ધરાણં, વિયટ્ટ, છઉમાણં, ૭. જીણાણં, જાવયાણં, તિન્નાણં, તારયાણં, બુદ્ધાણં, બોહિયાણં, મુત્તાણં, મોયગાણં. ૮ સવ્વન્નુણં, સવ્વ દરિસીણં, સિવ, મયલ, મરૂય, મણંત, મક્ખય, મવ્વાબાહ, મપુણરાવત્તિ, સિદ્ધિ ગઈ, નામધેય, ઠાણં, સંપત્તાણં, નમો જીણાણં, જિય ભયાણં ૯.

ભાવાર્થ—પાપની આવક અટકાવી સમતાભાવમા પ્રવર્તક થવાના ઉત્સાહની સિદ્ધ ભગવંત તથા અરિહંત

દેવ અને ધર્મગુરૂના યથાયોગ્ય ગુણનું ત્રણવાર સ્તવન કરે છુ અર્થાત્ ત્રણ નમોથુણં ભણી સાર્થક કરૂં છુ

## સામાયક પાળવાની વિધિ

☞પહેલા પાથી લોગસ્સ સુધીની ક્રિયા આદરવાની રીતે કરીને છઠ્ઠા પાઠને ઠેકાણે નીચે મુજબ બોલવુ —

**નવમા સામાયક વ્રતના, પંચ અઇયારા જાણિયવ્વા ન સમાયરીયવ્વા, તંજહા તે આલોઉં મણ દુપ્પણિ હાણે, વાય દુપ્પણિ હાણે, કાય દુપ્પણિ હાણે, સામાઇયસ્સ સઇ અકરણયાએ, સામાઇ યસ્સ અણવઠીય, સ્સઇ કરણયાએ, તસ્સ મિચ્છામિ દુક્કડં**

**ભાવાર્થ**–ગ્રહણ કરેલા સમતા સ્વભાવરૂપી નવમા વ્રતના વખત સુધીમા મન, વચન કાયાને સાવદ્ય જોગમા જોડીને તથા તે સબંધી ક્રિયામા શુન્ય ઉપયોગે પ્રવેશ કરતા અથવા અપૂર્ણ છતા છોડવાની ક્રિયા કરવાથી જે દોષ લાગ્યો હોય તેવા સ્વભાવને ધિક્કાર આપી પશ્ચાતાપ કરૂંછુ

**સામાયક સમકાએણં, ફાસિયં, પાલિયં, તિરિયં, કિત્તિયં, સોહિયં, આરાહિયં, આણાએ અણુ પાલિતા, નભવઈ તસ્સ મિચ્છામિ દુક્કડં**

**ભાવાર્થ**—જીન આજ્ઞા મુજબ ઉપયોગ સહિત જેવે ભાવે સામાયક વ્રત સ્પર્શ્યુ પાળ્યુ, આરાધન પૂર્વક પૂર્ણ કર્યું છતા આજ્ઞા વિરૂદ્ધ વર્તાયુ હોય તો તેવા સ્વભાવને ધિક્કાર આપીને પશ્ચાતાપ કરૂં છુ

**સામાયકમા દશ મનના, દશ વચનના, બાર કાયાના, એ બત્રીશ દોષમાથી દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં**

સામાયકમા સ્ત્રી કથા, ભત્ત કથા, દેશ કથા, રાજ કથા, એ ચાર વિકથા માહેલી વિકથા કરી હોય તો તસ્સ મિછ્છામિ દુક્કડ.

સામાયકમા અતિક્રમ, વ્યતિ ક્રમ, અતિચાર, અણાચાર, જાણતા, અજાણતા, મન, વચન, કાયાએ કરી દોષ લાગ્યો હોય તો તસ્સ મિછ્છામિ દુક્કડ.

સામાયકમા કાનો, માત્રા, મીડી, પદ, અક્ષર, ઓછુ, અધિક, વીપરિત ભણાયુ હોય તો તસ્સ મિછ્છામિ દુક્કડ

☞ એ ની વિધિ કર્યા પછી ત્રણ નમોથુણ ભણવા, તે પછી ત્રણ નમોકારનો કાઉસ્સગ્ગ કરવા પછી સામાયક વ્રત માની છુટા થવાય છે [1]

## સામાયક વ્રત સમાપ્ત.

---

[1] શુદ્ધ શરીરપર સાડાપાચ હાથનુ વસ્ત્ર જોઈ પુજી પહેરવુ, તેટલીજ લબાઇવાળુ ઓઢવુ, મુહપતી જોઈ પુજી બાધવી, ગુચ્છો રજોહરણ પડીલહેણ કરી રાખવા, લઘુનિતિનુ પાત્ર તથા પરઠવાનુ સ્થાનક જોઈ રાખવુ, કટાસણુ–પથરણુ જોઈ પુજી પાથરવુ પછી સામાયક લેવાની ક્રીયા વિધીમા પ્રવેશ કરવો ગુચ્છો મુહપતી માળા અને ધર્મપુસ્તક એક ચોખા કપડામા બાધવા પણ કેવળ કટાસણામાજ બાધવા તે અયોગ્ય છે ધાર્મિક શુદ્ધ વસ્ત્રોથી નાસિકા વિગેરે લુસવુ નહિ જરૂર પડે તો ખાસ તે ખાતાનુ વસ્ત્ર જુદુ રાખવુ અને સ્વચ્છ અગ તથા વસ્ત્રથી ધર્મક્રીયામા કે શાસ્ત્ર શ્રવણમા ઉપયોગ રાખી વખત પુર્ણ કરવો પરતુ સભા વચે કે એકાત સ્થાનકે બાળકની પેઠે અશુદ્ધ પુદ્ગળનુ ઘૃસણુ કરવુ નહિ તાત્પર્યકે એવ બગ્યા હાથે તથા પગે નહિ ધોળતા યત્નાસહિત એકાતે પરઠવવા

# શ્રી છ આવશ્યકમાંથી પહેલો સામાયક આવશ્યક કરૂછુ

---

## પાઠ ૧ લો જ્ઞાનાદિકના અતિચારની આલોયણ કરવા અર્થે ગુરૂ પાસે આજ્ઞા માગવાનો

ઇચ્છામિણ ભંતે, તુમ્હેહિં અભણુ નાય સમાણે, દેવસિ પડિક્કમણુ ઠાયમિ? દેવસિ જ્ઞાન દર્શન ચારિત્ર તપ અતિચાર ચિંતવનાર્થં કરેમિ કાઉસ્સગ્ગ?

ભાવાર્થ—હે ગુરૂ! દિવસ સબંધી લાગેલા કર્મ થી એટલે જ્ઞાનાદિ તપમાં લાગેલા અતિચારથી પાછા હઠ વાની ક્રિયામાં પ્રવેશ કરીને અતિચાર દોષનું ચિંતવન કર વા અર્થ કાયોત્સગ કરૂ? એવા બે પ્રશ્નનો જવાબ મેળ વ્યા પછી સામાયક આવશ્યકની આજ્ઞા માગીને નીચે મુજબ સામાયક આવશ્યકની ક્રિયામાં પ્રવેશ કરવો

---

☞ મંગળા ચરણુ માટે નમોકારનો પાઠ ભણવો તે પ છી ઇચ્છામિ ખમાસમણોનો પાઠ ભણવો

ભાવાર્થ—હે પરમેષ્ટિ પ્રભુ! તમારી સાક્ષીથી પોતાના અતિચાર દોષનું વિશેષ નિવારણ કરવા સાવદ્ય જો ગ થી આત્માને તજી નવા અતિચારનું તથા અતિચાર

---

૧ આ પહેલા પાઠથી શીષ્ય દેવસી પ્રતિક્રમણનુ સ્થાપન કરવા તથા જ્ઞાનાદિના અતિચારોનુ કાયોત્સર્ગમાં ચિંતવન કરવા એ રીતથી આજ્ઞા માગી છે ગુરૂનો જવાબ મળ્યા પછી આવશ્યક ક્રિયામાં પ્રવેશ કરૂછુ

ઉત્પન્ન થવાના કારણનું આ સૂત્રમાં નિરૂપણ છે તે યોગમાર્ગમા ચિંતવન કરી તે દુષ્કૃતનો પશ્ચાતાપ કરવા ઇચ્છુ છુ, તે સફળ થાઓ

## પાઠ ૭ મો ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગનો

ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, જોમે દેવસિઓ, અઈયારો કઓ, કાઈઓ, વાઈઓ, માણસિઓ, ઉસ્સુત્તો, ઉમગ્ગો, અકપ્પો, અકરણિજ્જો, દુઝ્ઝાઓ, દુવ્વિચિંતિઓ, અણાયારો, અણિચ્છિયવ્વો, અસાવગપાઉગ્ગો, નાણે, તહ, દંસણે, ચરિત્તાચરિત્તે, સુએ, સામાઇએ, તિન્હં ગુત્તિણં, ચઉન્હં કસાયાણં, પંચન્હં માણુવ્વયાણં, તિન્હં ગુણવ્વયાણં, ચઉન્હં સિખાવયાણં, બારસ્સ વિહસ્સ સાવગ ધમ્મસ, જં ખંડિયં જંવિરાહિયં, તસ્સ મિચ્છામિ દુક્કડં

ભાવાર્થ—દિવસમાં લાગેલા અતિચાર જે કે મન, વચન અને કાયાથી ઉત્સુત્ર વિગેરે આઠ કારણો એવી જ્ઞાનાદિ દશ સૂત્રને દોષિત કર્યાં હોય તેનું કાઉસગ્ગમાં ચિંતવન કરી તે દુષ્કૃતોનો પશ્ચાતાપ કરવા ઇચ્છુ છુ

☞ અહી તસ્સઉત્તરીનો પાઠ બોલી સ્થિર થઇ એક ધ્યાને નવાણું અતિચારનો કાઉસ્સગ્ગ કરવો, તે ન આવડે તો ચાર લોગસ્સનો અથવા બત્રિશ નમોક્કાર ગણવા અને મન માંહે નમો અરિહંતાણં બોલી કાઉસ્સગ્ગ પુરો કરવો

પહેલો આવશ્યક સમાપ્ત. (૧)

અહીં નિર્વિઘ્ને કાઉસગની સમાપ્તિ થવાના હર્ષમાહથી તથા દર્શનાચારની શુદ્ધિ અર્થે જીન સ્તવનારૂપ એક લોગસ્સ ભણવો એ બીજો આવશ્યક સમાસ. (૨)

---

ઉપરના ચોવીશ જીનને ઓળખાવનાર ધર્મ ગુરૂ છે માટે તે ગુરૂની આસાતના ટાળવા અર્થે ત્રીજો વંદના આવશ્યક ભણું છું

---

## પાઠ ૩ જો ગુરૂ વંદનનો

ઈચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિયાએ, અણુ જાણહ મેમિ ઉગ્ગહં, નિસીહી, અહો કાય, કાય સંફાસ, ખમણિજ્જો, ભે, કિલામો, અપ્પ કિલંતાણ, બહુ સુભેણ ભે દિવસો વઇક્કંતો, જત્તા, ભે, જવણિ, જંચ, ભે, ખામેમિ ખમાસમણો, દેવ સિય વઇક્કમ, આવસ્સિયાએ પડિક્કમામિ, ખમાસમણાણ, દેવસિયાએ, આસાયણાએ, તે તિસ,નયરાએ, જ કિંચિજ, મિછાએ, મણ દુક્કડાએ, વય દુક્કડાએ, કાય દુક્કડાએ, કોહાએ, માણાએ, માયાએ, લોભાએ, સવ્વ કાલિયાએ, સવ્વ મિછોવયરાએ, સવ્વ ધમાઇ ક્રમણાએ, આસાયણાએ જો મે દેવસિયો, અઇયારો કઓ, તસ્સ ખમાસમણો, પડિક્કમા મિ, નિંદામિ, ગરિહામી, અપ્પાણ વોસિરામિ.

**ભાવાર્થ**—હે ક્ષમા સાગર ગુરૂ ! આજના દિવસમા મારાથી થએલા અપરાધની ક્ષમા માગવા મારી ઇચ્છા છે તે અવસ્થના કા ખુસર તમારી આજ્ઞા થવા મુજબ તમારી

હદમા આવી મારી કાયાથી તમારા ચર્ણ સ્પર્શ કરૂ છુ તેમ કરવાથી જો કિલામના થઇ હોય તો ક્ષમા કરો હે પુન્ય ! ઘણા શુભ કાર્ય કરવામા તમારો દિવસ વ્યતિકર થયો હે વિભો ! તમે સન્જ્મ જાતાવતને ઇદ્રિજીપક છો તેથી પ્રાર્થના છે કે તમારા અવસ્યના ધર્મ કાર્યમા હુ વિઘ્નકર્તા થઇ અંતરાય કરી હોય તો તે અપરાધની ક્ષમા માગુ છુ તે એમ કે તેત્રીશ વિગેરે કોઇ અસાતના કરવાથી અથવા મન, વચન, કાયાના માઠા કૃત્યથી અથવા ક્રોધ, માન, માયા, કપટને લોભ વશ થઇ કાઇ પણ તમારા ઉત્તમ પ્રસગને ધક્કો પહોચાડી દોષિત થયો હોઉ તો તે સ્વભાવને પશ્ચાતાપ પૂર્વક તજુ છુ

એ મુજબ બે વાર ખમાસમણા ભણવા.

ત્રીજો આવશ્યક સમાપ્ત.(૩)

---

☞ઉપર બતાવેના ત્રણ આવસ્યક છે તે માત્ર ચોથા પ્રતિક્રમણ આવસકની ક્રિયાવિધિ છે, તે અવસ્ય કરવા પછી પ્રતિક્રમણમા પ્રવેશ થવાય છે

---

## પાઠ ૪ થો. પ્રતિક્રમણ આવશ્યક

### જ્ઞાનના અતિચાર આલોઉ છુ.

દિવસ સબધી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ,વિરો જે અતિચાર લાગ્યા હોય તેમાથી પહેલા જ્ઞાનના અતિચાર આલોઉ, આગમે તીવિહે પન્નતે, ત જહા સુત્તાગમે, અથ્થાગમે, તદુભયાગમે, એવા શ્રી જ્ઞાનને વિષે જે અતિચાર લાગ્યા હોયતે આલોઉ.

**ભાવાર્થ**—ભલી દષ્ટિ પૂર્વક દ૮ શ્રદ્ધા સહિત ખગ દેવગુરૂ ધર્મનું અનુસરણ કરવાનો પરિચય કરવો તેજ ૭ દગીનું સાર્થક માનું છુ. તે સિવાય દ્રવ્યલિગી તથા અન્ય દર્શનીઓ ત્યાગ કરવારૂપ શ્રદ્ધા છે એવી શ્રાવકપણાની શ્રદ્ધામા ધકકો પહોચાડનાર પાતાળ કળશા જેવા પાચ અતિચાર છે તે જેમ કે જીન વચનમા શકા કરવાથી (૧), મિથ્યાત્વની ઇચ્છા કરવાથી (૨), ધર્મ કરણીના ફળનો સ દેહ રાખવાથી (૩), મિથ્યાતીનો પરિચય કરવાથી (૪), મિથ્યાત્વની પ્રશશા કરવાથી (૫), શુદ્ધ શ્રદ્ધામા દોષ લાગ્યો હોય તો પશ્ચાતાપ પૂર્વક તેવા સ્વભાવને ધિક્કાર આપુ છુ

---

## પાઠ ૬ ઠો પહેલા વ્રતના અતિચાર આળોઉ છુ

પહેલુ અણુવ્રત્ત થુલાઓ, પાણાઇ વાયાઓ વિરમણ. ત્રસજીવ બે ઇંદ્રિય, તે ઇંદ્રિય, ચઊરિંદ્રિય, પચેંદ્રિ, જાણીપ્રીછી, સ્વસબધી, શરીર માહીલા પીડાકારી, સઅપરાધી, નિગલેંદ્રિય વિના, આકુટી હણવા નિમિતે હણવાના પચ્ચખાણ, તથા સુક્ષ્મ એકેદ્રિ પણ હણવાના પચ્ચખાણ, જાવજીવાએ, દુવિહ, તિવિહેણ,નકરેમિ નકારવેમિ,મણસાવયસા કાયસા, એહવા પહિલા થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત્તના પચ અઇયારા, પાયા લા, જાણિયવ્વા, નસમાયરિ યવ્વા,ત જહા તે આલોઉ —*બધે ૧,વહે ૨,

---

*બધે વિ ઇ ૨ેભત્ત પાણ વોછેય સુધી પહેલા વ્રતના પાચ અતિચાર છે આ વ્રત્ત દુવિહ એટલે બે કરણનો ખગરો, તિવિહ એટલે ત્રણ જોગનો તગરો, એ બે મળી (૨૩) ને આકે આદરવાનુ છે

છવિછેએ ૩, અતિ ભારે ૪, ભત્ત પાણ વોછેએ ૫, એ પાંચ અતિચાર માહેલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં (૧)

ભાવાર્થ—સાધુના વ્રતથી ઓછું એવું પહેલું સ્થુળ વ્રત તેમાં ત્રસ જીવને સમજ્યા પછી વિનાપ્રયોગે સ્વાર્થે જાણીને હણવાની શ્રદ્ધાથી નિવૃત થયો છુ, તેમજ સુક્ષ્મ જીવોને હણવાથી નિવૃત થયો છુ તેમ છતાં પ્રમાદ વડે પાતાળ કળશા જેવા પાંચ અતિચાર સેવ્યા હોય, તે જેવા કે ત્રસજીવને દુખદાયક બંધન બાંધ્યા હોય ૧ ભારે માર માર્યો હોય ૨ કાન, નાક વિગેરે અવયવ કાપ્યા તથા વિંધ્યા હોય ૩ તેઓના ગજા ઉપરાંત ભાર ભર્યા હોય ૪, ખાવા પીવાના વખતમાં અટકાવ કર્યો હોય ૫ એ ઉપરના પાંચ દોષ સેવ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક તેવા કૃતી કરનારને ધિક્કાર આપુ છુ

---

## પાઠ ૭ મો બીજા વ્રતના અતિચાર આળોઉં છુ

બીજુ અણુવ્રત થુલાઓ, મુસાવાયાઓ વિરમણં કન્નાલિકે, ગોવાલિકે ભોમાલિકે, થાપણ મોસો, મોટકી કુડીશાખ, ઇત્યાદિક મોટકું જુઠું બોલવાના પચ્ચખાણ જાવજ્જીવાએ, *દુવિહં તિવિહેણં, નકરેમિ નકારવેમિ, મણસા વયસા કાયસા, એહવા બીજાથુળ મૃષાવાદ વિરમણ વ્રતના પંચ અઇયારા, જાણિ અવ્વા, નસમાયરિ અવ્વા, તં જહા

---

* આ વ્રત (૨૩) મે આઠે આકરાય છે

તે આળોઉં – [1]સહસા ભખાણે ૧, રહસા ભખાણે, ૨, [2]સદારમત્તસેય, ૩, મોસોવયસ ૪, કુડલેહકરણે ૫, એ પાચ અતિચાર માહેલા જે કોઈ અતિચાર લાગ્યા હોયતો તસ્સ મિચ્છામિદુક્કડં

ભાવાર્થ—સાધુના વ્રતથી ઓછુ એવુ બીજુ થુલ વ્રત તેમા વરકન્યાના, જાનવરના, જમીનના, ને થાપણ સોપણ તથા સાચ સો વિગેરેના પ્રસગોમા જૂઠુ બોલાય છે પણ માત્ર દયાના કારણ સિવાય જીવુ ત્યા સુધી બે કરણ અને ત્રણ જોગથી તેવુ જૂઠુ બોલવાથી નિવૃત થયો છુ તેમ છતા પ્રમાદ વશે પાચ અતિચાર સેવ્યા હોય, તે જેવા કે ધ્રાસ્કો પડે તેવુ બોલવાથી ૧, છાના મર્મ પ્રગટ કરવાથી ૨, સ્ત્રી પુરૂષે પરસ્પરના મર્મ પ્રકાશવાથી ૩, ધર્મ વિરૂદ્ધ ઉપદેશ કરવાથી ૪, ખોટાં ખત પત્રો લખવાથી ૫ એ પાચ દોષ લા ગ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક ધિક્કાર આપુ છુ

## પાઠ ૮ મો ત્રીજા વ્રતના અતિચાર આળોઉ છુ.

ત્રીજુ અણુવ્રત થુલાઓ, અદિન્ના દાણાઓ વીરમણ, ખાતર ખણી, ગાઠડી છોડી, તાળુ પર કુચીએ કરી, પડી વસ્તુ ધણીઆતી જાણી, ઈત્યાદિક મોટકુ અદત્તા દાન લેવાના પચ્ચખાણ, તથા સગા સબધી, વ્યાપાર સબધી અને નભરમી વસ્તુ ઉપરાત અદત્તા દાન લેવાના પચ્ચખાણ, જાવ જીવાએ, દુવિહ [3] તિવિહેણ, નકરેમિ નકારવેમિ, મ-

---

૧ સહસાભખાણે વિગેરે કુડલેહ કરણે એ પાચ અતિચાર સમજવા ૨ ત્રીજા અતિચારમા સ્ત્રીએ 'સપુરૂષમત ભેય" કહેવુ
૩ ત્રિજુ વ્રત (૨૨)મે આઠે આદરાય છે

મસા વરસા દાણમા, એના ત્રીજા થુલ અદત્તાદાન વિરમણ વ્રતના પંચ અઇયારા,જાણિ એવા,નસમાયરિઅેવા, તંજહા તે આલોઉં[1]—તેનાહડે ૧, તક્કર પઉગે ૨, વિરૂદ્ધરજ્જાઇક્કમે ૩, કુડતોલે કુડમાણે ૪, તપ્પડિરૂવગ વવહારે ૫, એ પાચ અતિચાર માહેલા જે કોઈ અતિચાર લાગ્યા હોય તો તસ્સ મિચ્છામિદુક્કડં.

ભાવાર્થ—સાધુના વ્રતથી ઓછુ એવુ ત્રીજુ થુલ વ્રત છે તેમા ખાતર પાડી, ગાસડીઓ છોડી પર કુચીથી મારકા તાળાં ઉઘાડી લેવુ તે તથા ધણીઆતી વસ્તુ પડેલી ઉપાડી લેવી, વિગેરે ચોરી કહેવાય છે પણ સગાવહાલાના તથા વેપારના કારણસર તેમજ વહેમ વગરની નજીવી ચીજ લેવાની છૂટ સિવાય જેવુ ત્યાસુધી બેપરણુ અને વણુ જે ગથી લોક વિરૂદ્ધ ન્યાય વિરૂદ્ધ અને ધર્મ વિરૂદ્ધ, ચોરી કરવાથી નિવૃત થયો છુ છતા પ્રમાદ વશે પાચ અતિચાર સેવ્યા હોય, તે જેવા કે ચોરીનો માલ લેવાથી ૧, ચોરને મદદ આપવાથી ૨, રાજ વિરૂદ્ધ દાણુ ચોરી કરવાથી ૩, ખોટાં તોલ તથા માપ અને બરતર રાખવાથી ૪,સારકી વસ્તુ આપતાં ફેરફાર કરવાથી ૫ દોષ લાગ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક તેવા સ્વભાવને ધિક્કારૂં છુ

---

## પાઠ ૯ મો ચોથા વ્રતના અતિચાર આલોઉં છુ.

ચોથુ અણુવ્રત થુલાઓ, મેહુણાઓ વિરમણ, સદાર સંતોસીએ, અવસેસ મેહુણ વિહનો પચ્ચ

[1] તેનાહડે વિગેરે વવહારે સુધી પાચ અતિચાર છે

ખાણ અને જે સ્ત્રી પુરૂષને મુળ થકી કાયાએ કરી મૈથુન સેવવાના પચ્ચખાણ હોય તેને દેવતા, મનુષ્ય, તિર્યંચ સબંધી, મેહુણનો પચ્ચખાણ. તેમા જાવજીવાએ દેવતા સબધી દુવિહ તિવિહેણ, નકરેમિ નકારવેમિ, મણસા વયસા કાયસા, અને [૨] મનુષ્ય તિર્યંચ સબંધી એગવિહ એગવિહે, નકરેમિ કાયસા, એહવા ચોથા થુલ મેહુણાઓ વિરમણ વ્રત્તના પચ અઇયારા, જાણિયવ્વા, નસમાય રિયવ્વા, તજહા તેઆલોઉ —ઇત્તરિય પરિગ્ગહિયગમણે ૧, અપરિગ્ગહિયગમણે૨, અનગક્રીડા ૩, પરવિવાહકરણે ૪, કામભોગેસુતિવ્વાભિલાષા ૫, એ પાચ અતિચાર માહેલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં.

ભાવાર્થ—સાધુના વ્રતથી ઓછુ એવુ ચોથુ શુન વ્રત તેમા પોતાની સ્ત્રી તથા પોતાના પુરૂષ સિવાય સર્વ સ્ત્રી પુરૂષ સાથે કુશિળ સેવવાથી નિવૃત થયો છુ તેમજ જે સ્ત્રી પુરૂષે પોતાના તથા પરના સ્ત્રી પુરૂષ સાથે કુશિળ સેવવાની બધી કરી છે, તેઓને જીવતા સુધી દેવ દેવિ સાથે બે કરણ ત્રણ જોગથી બધી છે અને મનુષ્ય તથા તિર્યંચના સ્ત્રી પુરૂષ સાથે એક કરણ અને એક જોગે

---

૧-૨ મુળથી ચોથુ વ્રત ગ્રહણ કરનારને દેવદેવી સાથે (૮૩) ભે આંક અને મનુષ્ય તિર્યંચ સાથે (૧૧) ભે આંક બધી હોય છે આ વ્રત ભણવી વખતે પુરૂષે "સદાર સતોસીએ અને સ્ત્રીએ "સપુરૂષ સતોસીએ" એમ કહેવુ સર્વથા પચ્ચખાણવાળાએ એ પ્રમાણે નહિ કહેતા તેના બદલે પાધરાજ "મુળ થકી કાયાએ" કહેવુ તેના ઇત્તરિય વિગેરે પાચ અતિચાર છે

ગરી બધી કરેલ છે તે છતા પ્રમાદ વગે પાચ અતિચાર સેવ્યા હોય, તે જેવા કે પોતાની સ્વસ્ત્રી છોટી ઉમરની વિવાહિતા છે તેની સાથે ગમન કરવાથી ૧, સ્વકીય કુમારી કા સાથે ગમન કરવાથી ૨, પારકી સ્ત્રી તથા પુરૂષના શરીરનો સ્પર્શ કરીને કામક્રીડા કરવાથી ૩, પારકા વેવીશાન મેળવી આપવાથી ૪ પોતાના વૈભવની ભોગની છુટ ઉપર વધારે પ્યાર રાખવાથી ૫, દોષ સેવ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક તેવા સ્વભાવને ધિક્કાર આપુ છુ*

---

## પાઠ ૧૦ મો પાચમા વ્રતના અતિચાર આળોઉ છુ.

પાચમુ અણુવ્રત થુલાઓ, પરિગ્ગહાઓ વિરમણ ખેત, વથ્થુનુ યથાપરિમાણ, હિરણ, સુવન્નનુ યથા પરિમાણ, ધન, ધાન્યનુ યથા પરિમાણ, દુપદ ચોપદનુ યથા પરિમાણ, કુવિયનુ યથા પરિમાણ, એ યથા પરિમાણ કીધુ છે તે ઉપરાંત પોતાનો પરિગ્રહ કરી રાખવાના પચ્ચખાણ જાવજીવાએ, એગવિહં તિવિહેણં, નકરેમિ, મણસા, વયસા, કાયસા, એહવા પાચમા થુલ પરિગ્રહ પરિમાણ વિરમણ વ્રતના પંચ અઇયારા, જાણિયવા, નસમાયરિયવા, તંજહા તે આળોઉ – ખેત, વથ્થુનુ પ્પમાણાઇક્કમે ૧, હિરણ સુવનનુ પ્પમાણા

* એ અતિચારોનો વિસ્તારે અર્થ પ્રશ્નોતર કુસુમાવળી ચોથા વ્રતના વ્યાખ્યાથી જાણશો ૧ આ વ્રતમા એગવિહં તિવીહેણં છે તેથી (૧૩) મે આઠ અ દરાય છે તેના પણ પાચ અતિચાર છે

ध्रुकम्मे, २, धन, धान्यनु प्पमाणाइकम्मे ३, दुपद चौपदनु प्पमाणाइकम्मे ४, कुविओनु प्पमाणाइकम्मे ५, ए पाच अतिचार माहेला जे कोइ अतिचार लाग्या होय तो तस्स मिछ्छामि दुक्कड.

भावार्थ—साधु ना व्रतथी ओछु एवु पाचमु थुल व्रत तेमा क्षेत्र, घर, रूपु, सोनु, रोकड, अनाज, नोकर, चोपगा तथा घरवाखरो ए नव परिग्रह मळधी हद करी छे ते उपरात छुं त्या सुधी ओक करणु आने त्रण जोगथी परिग्रह राखु नहीं तेम छता प्रमाद, वशे पाच अतिचार से या होय ते जेवा के खेतर, घर, विगेरे नव परिग्रहनी हद तोडीने उपरना पाच दोष सेव्या होय तो पश्चाताप पूर्वक तेना स्वभावने धिक्कार आपु छु

---

## पाठ ११ मो छठ्ठा व्रतना अतिचार आलोउ छु

छठु दिसिव्रत, उर्धदिसिनु यथा परिमाणु, अधोदिसिनु यथा परिमाणु, तिर्यदिसिनु यथा परिमाणु, ए यथा परिमाण कीधु छे, ते उपरांत स्वइच्छाए कायाए जइने पाच आश्रवसेववाना पच्चखाणु,जावज्जीवाए,[१] दुविहं,तिविहेणं,नकरेमि नकारवेमि,मणसावयसाकायसा,एवाछठ्ठादिसिविरमण व्रतना पंच अइयारा, जाणियव्वा, नसमायरियव्वा, तजहा ते आलोउ -उर्धदिसिनु प्पमाणाइकम्मे १, अधोदिसिनु प्पमाणाइकम्मे २,तिर्यदिसिनु

---

१ आ व्रत ( २३ ) मे आठ आदान्य छे तेना ( ५ ) अतिचार जाणवा

અપમાણાઇ કમ્મેઉ, ખેતવુડ્ઢી ૪, સઇઅંતર ધાએ ૫, એ પાચ અતિચાર માહેલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

ભાવાર્થ—ઉચી નીચી ને તીછી (વચલી) દિશાએ જવા આવવાની હદ કરેલી છે તે ઉપરાંત સ્વઇચ્છાએ જવુ ત્યા સુધી બે કરણ અને ત્રણ જોગથી જવા આવ કરવથી નિવૃત થયો છુ તેમ છતાં પ્રમાદવશી પાચ અતિચાર સેવ્યા હોય તે જેવા કે ઉપરની ત્રણ દિશાની હદ તોડવાથી ૩, નમની દિશાની જૂના ગાઉ બીજી દિશામા ભેળવીને જવાથી ૪ મુસાફરી કરતા રાખેલી હદનો શસય પડ્યા છતાં આગળ જવાથી ૫, દોષ સેવ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક તેવા સ્વભાવને ધિક્કાર આપુ છુ

---

## પાઠ ૧૨ મો સાતમા વ્રતના વીશ અતિચાર આલોઉ છુ

સાતમુ વ્રત ઉવભોગ પરિભોગવિહી પચ્ચખાયમાણે, ઉલ્લણીયા વિહી, દંતણવિહી, ફલવિહી, અભ્યંગણવિહી, ઉવટ્ટણવિહી, મજ્જણવિહી, વથ્થવિહી, વીલેવણવિહી, પુપ્ફવિહી, આભરણવિહી, ધુપવિહી, પેજ્જવિહી, ભખ્ખણવિહી, ઓદનવિહી, સૂપવિહી, વિગયવિહી, શાકવિહી, માહુરવિહી, જમણવિહી, પાણીવિહી, મુખવાસવિહી, વાહનવિહી, વાહનિવિહી, શયણવિહી, સચિતવિહી, દવ્યવિહી, ઇત્યાદિકનુ યથા પરિમાણ કીધુ છે તે ઉપરાંત ઉવભોગ પરિભોગ, ભોગ નિમિત્તે ભોગવવાના પચ્ચખાણ જાવ

છનાયે, એગનિહુ[1] તિવિહેણ, નકરેમિ, મણુસા વ-યસા કાયસા એહના સાતમા વ્રત ઉવભોગ પરિ-ભોગ, દુવિહે પન્નતે, ત જહા. ભોયણા ઉય, કમ્મ-ઉય, તેમા ભોયણા[2] ઉય, સમણોવાસ એણ, પચ-અઈયારા, જાણિયવ્વા, નસમાયરિયવ્વા, ત જહા તે આલોઉ – સચિત્તાહારે, સચિત્ત પડી બદ્ધાહારે, અપ્પોલીયો સહિભખણ્યા, દુપ્પોલીયો સહી ભ-ખણયા, તુછો સહી ભખણયા, હવે [3]કમ્મઉણ સમ ણોવાસએણ, પન્નરસ કમ્માદાણાઈ જાણિયવ્વા, નસમાયરિયવ્વા, ત જહા તે આલોઉ –ઇગાલ ક-મ્મે, વણકમ્મે, સાડીકમ્મે, ભાડીકમ્મે, ફોડીકમ્મે, દતવાણીજજે, કેસવાણીજજે રસવાણીજજે, લખવા-ણીજજે, વિષવાણીજજે, જ તુપીલણકમ્મે, નીલ-છણકમ્મે, દવગ્ગીદાવણયા, સર, દહ, તલાગ, પરિસો સણયા, અસ જઈ પોસણયા, એ પાચ અતિચાર અને પદર કર્માદાન એ વિસમાથી જે કોઈ દોષ લાગ્યા હોયતો તસ્સ મિચ્છામિ દુક્કડ

ભાવાર્થ—ઉપરના વ્રતમા ભોગ તથા ઉપભોગ કર વાના છવીશ બોલ બતા યા છે તેમાથી મે જેટલી હદ કરી છે તે ઉપરાત જીવુ ત્યા સુધી એક કરણ અને ત્રણ જોગથી તે હદ તોડવાની બધી છે એ વ્રતમા ભોજનના પાચ અતિચાર છે, તે જેવા કે સચેતની બધી હોય તે દિવસે સચેત ભોજન કરવુ ૧, આડથી ગુદર ઉખેડી ખાવો ૨, પમન્યા વિના કાચી ચીજ ખાવી ૩, રીગણા વિગેરે

[1] આ વ્રત ( ૧૩ ) મે આઠે આદરાય છે [2] ભોજનના પાચ [3] કર્માદાન વેપારના પદર એ બે મળી વીસ અતિચાર જાણવા

રોકી ખાવા ૪ રોરડી વિગેરે તુચ્છ બીજ સુધી જવી, ૫ એ પાચ તથા પદર પાપના વેપાર છે, તે જેવા કે – કોયલા ના તથા બાળીનારાનો ૧ વન કપાવવાનો ૨, ગાડીના કુડા વિગેરના સોડનો તથા ગાડી ગાડા વીગેરે કરવાનો ૩ જાનવરના ભાડાનો ૪ ખાણ કુવા ખોદવાનો ૫, હાડ તથા દાતનો ૬, ઉન વિગેરેનો ૭, મધ, માખણ વિગેરે નીચા રસનો ૮, લાખ વિગેરેનો ૯ ઝેરનો ૧૦, ઘાણી ચરખા વીગેરેનો ૧૧, ગોદના કરવા વિગેરેનો ૧૨ દવ અગ્નિ મૂકવાનો ૧૩, સરોવર તળાવ વિગેરે ઉલેચવાનો ૧૪, પાપી જીવોનું પોષણ કરી તેની ઉપજ લેવાનો, ૧૫ એ રીતે વીશ દોષ સેવ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક તેવા સ્વભાવને ધિક્કાર આપવુ

---

## પાઠ ૧૩ મો આઠમા વ્રતના અતિચાર આળોઉછ

આઠમુ વ્રત અનર્થા દંડનુ વિરમણ, ચઉવિહે, અણઠાદંડે, પન્નતે, ત જહા, અવજ્ઝાણાચરિય, પમાયાચરિય, હિંસપ્પયાણ, પાવકમ્મોવએસ, એહવા આઠમા અનર્થાદંડ સેવવાના પચ્ચખાણ જાવજીવાએ,[1] દુવિહ તિવિહેણ,નકરેમિ નકારવેમિ, મનસા, વયસા, કાયસા, એહવા આઠમા અણઠા દંડ વિરમણ વ્રતના પચ અઇયારા, જાણિયવ્વા નસમાયરિયવ્વા, ત જહા તે આળોઉ – કંદપ્પે, કુકુઇએ, મોહરિયે, સજુતાહિગરણે, ઉવભોગ પરિભોગ અઇરત્તે એ પાચ અતિચાર માહેલા

---

[1] આઠમુ વ્રત (૨) મે આઠ આગાર છ તેના પાચ અ [illegible] ૨ છ

જે કોઇ અતિચાર લાગ્યા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

ભાવાર્થ—આઠમા વ્રત્તમા સ્વાર્થવિના પરઅર્થે કમ કરવાથી ચાર પ્રમારે આત્મા દડાય છે તે જેમ ૬ નથા વિચાર કરવાથી, પ્રમાદથી ઘી તેલ વિગેરના વાસણ ઉઘા ામુકવાથી, પાપના ઉપગરણનો સંગ્રહ કરવાથી, ધર્મવિર ૯ ઉપદેશ કરવાથી, એ ચાર દંડ જીવુ ત્યા સુધી બે કરણ ત્રણ જોગથી તજુ છુ તેમ છતા પ્રમાદ વશે પાચ અતિચાર સેવ્યા હોય તે જેવા કે વિષય વાર્તા કરવાથી ૧, કુચેષ્ટાઓ કરવાથી ૨, અવિવેકે વચન બોલવાથી ૩, પાપના હથિયાર એકઠા કરવાથી ૪, ભોગોપભોગ વિગેરે વૈ બવમા અતૃપ્ત રહેવાથી ૫, એ પાચ દોષ સેવ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક તેના સ્વભાવને ધિક્કાર આપુ છુ

---

## પાઠ ૧૪ મો નવમા વ્રત્તના અતિચાર આળોઉ છુ

નવમુ સામાયક વ્રત્ત સાવજ્જ જોગનુ વિર મણ, જાવનિયમ પજ્જુવાસામિ, [1]દુવિહ ત્તિવિહેણ, નકરેમિ, નકારવેમિ, મણસા વયસા કાયસા, એહવી મારી સદહણા, પરૂપણા, સામાયકનો અવસર આવે સામાયક કરીએ, તે વારે ફરસના એ કરી શુદ્ધ, એહના નવમા સામાયક વ્રત્તના, પચ અઇયારા, જાણિયવ્વા, નસમાયરિયવ્વા, ત જહા તે આળોઉ – મણદુપ્પણિહાણે, વયદુપ્પણિહાણે,

---

૧ નવમું વ્રત (૨૩) મા આકે આદરાય છે તેના પાચ અતિચાર છે આ વ્રત ત્યતદુનુતાદિ જીવત સુધી આદરાય છે

કાયદુપ્પડિલેહણે, સામાયસ્સ પઈઅકરણયાએ, અ-
ણવઠ્ઠીયસ્સ અણનહિય સ્સકરણયાએ, એ પાચ અ
તિચાર માહેલા જે કોઈ અતિચાર લાગ્યા હોય
તો તસ્સ મિછામિ દુક્કડં.

**ભાવાર્થ**—ઉપર ની વિધિ મુજબ નીમેલી હદ સુધી
બેકરણ અને ત્રણજોગે પાપથી નિવૃત થઇને સમતા રસ
ભાવનુ ગ્રહણ કીધુ છે તેમ છતા પ્રમાદ વગ્ગે પાચ અતિ
ચાર એ થયા હોય તે જેવા કે જે પાપની બંધી કરીછે તેમા
મન ૧ વચન ૨ કાયા ૩, ના જોગ જોડે શુન્ય ઉપયોગે
સામાયકની ક્રિયા કરે ૪ સામાયકની હદ પૂર્ણ થયા અ
ગાઉ છોડવાની ક્રિયા કરે ૫ એ પાચ દોષ સેવ્યા હોય તો
પશ્ચાતાપ પૂર્વક તેવા સ્વભાવને ધિક્કાર આપુ છુ

---

## પાઠ ૧૫ મો દશમા વ્રતના અતિચાર આળોઉ છુ

દશમુ દિશાવગાસિકવ્રત દિન પ્રત્યે પ્રભાત
થકી પ્રારંભીને પૂર્વાદિક છ દિશે જેટલી ભૂમિકા
મોકળી રાખી છે તે ઉપરાત સઇચ્છાએ કાયાએ
જઇને પાચ આશ્રવ સેવનાના પચ્ચખાણ જાવ
[1]અહોરત, [2]દુવિહ, તિવિહેણ, નકરેમિ નકારવેમિ,
મણસા વયસા કાયસા, હવે જેટલી ભૂમિકા મોકળી
રાખી છે તેમાહિ જે, દ્રવ્યાદિકની મર્યાદા કીધી
છે, તે ઉપરાત ઉવભોગ પરિભોગ ભોગનિમિત્તે
ભોગવવાના પચ્ચખાણ જાવ અહોરત, એગવિહ,

---

[1] આ વ્રત દિવસ તથા રાત્રિ એમ થતા સુધી આદરાય છે
[2] જા આવ કરવાના ક્ષેત્રની (૨૩) સેવ્યાકે બધી કરાય છે

તિનિહુણ, નકરેમિ, મણુસા, વયસા, કાયસા, એહુવા દશમા દિસાવગાસીક વિરમણ વ્રતના પંચ અઇયારા, જાણિયવ્વા, નસમાયરિયવ્વા, તંજહા તે આલોઉં - [1]આણવણ પઉગે, પેશવણ પઉગે, સદ્દાણુવાએ, રૂવાણુવાએ, બહિયા પોગલ પખેવે. એ પાંચ અતિચાર માહેલા જે કોઇ અતિચાર લાગ્યા હોયતો તસ્સ મિચ્છામિ દુક્કડં

ભાવાર્થ—ઉપરની રીતે પોતાની ઇચ્છાએ પુર્વોક્ત દિશાના જે, જાવ કરવાની બંધિ કરી છે, તે ઉપરાંત બે કરણે ત્રણ જોગથી જે જાવ ... તથા કરાવવું નહિ તે મજ તેની હદ ઉપરાંતના ભોગોપભોગના પદાર્થ, એક કરણને ત્રણ જોગથી આવતી સવાર સુધી સેવા નહિ તેમ છતા પરમાદ વસે પાંચ અતિચાર સેવ્યા હોય તે જેવા કે બીજા પાસે મગાવે (૧), નોકર મારફત મગાવે (૨), હદ બહાર જનારને સાદ કરી બોલાવે (૩), પોતાનું મોઢું બતાવી સાન સમજાવી કામ કરાવે (૪), કાંકરી વિગેરે નાખી જણાવી પછી વસ્તુ મગાવે (૫), એ પાંચ દોષ સેવ્યા હોય તો પશ્ચાતાપ પુર્વક તેના સ્વભાવને ધિક્કાર આપું છું

---

## પાઠ ૧૬ મો અગીઆરમા વ્રતના અતિચાર આળોઉં છું

અગીઆરમું પોષધ વ્રત. અન્નઅસણ, પાણ, ખાઇમ, સાઇમનું પચ્ચખાણ, અબ્રહ્મનું પચખાણ, મણીસોવનનું પચખાણ, માલાવનગ વિલેવણનું

---

1 દ્રવ્યનો ભોગોપભોગ કરવાને (૧) મે આરે બાધી ... છે આ વ્રતમાં પાંચ અતિચાર છે

પ ચ્ખાણ, શદધમુગલાદિક સાવજજોગનુ પચખાણ, જ્ઞાનઅહોન્ત, પજ્જુનાસ્સામિ ેદુવીહ, તીવી હેણ, નકરેમી,નકારવેમી, મણુસા, વયમા, કાયમા, એહની મારી મર્હણા, પરૂપણા, પોષાનો અનસર આવે પોષો કરીએ તેવારે ફરસનાએ કરીશુદ્ધ, એ હુના અગીઆરમા પડિપુનપોષધવ્રતના પંચઅ ઇઆાગ, જાણિયવ્વા, નસમાયરિયવ્વા, તં જહા, તે આળોઉ -અપડીલહીય દુપડીલહીય સેજા સંથા રયે, અપમજીય દુપમજીય સેજાસંથારએ, અપ ડીલહીય, દુપડીલહીય ઉચ્ચાર પાસવણ ભુમિકા, અપમજીય દુપમજીય ઉચ્ચાર પાસવણ ભુમિકા, પોસહસ ઉવ્વવાસ સમ્મઅણાણુ પાવણીઆ, એ પાચ અતિચાર માહેલો જે કોઈ અતિચાર લાગ્યા હોયતો તસ્સ મિછામિ દુક્કડ

ભાવાર્થ—જ્ઞાનાદિક ચાર કારણથી આત્માનું પોશ્ણ કરવા અર્થે ચાર આહારની ક્રીયા સેવવા વિગેરે ની ગણી, એનુ કુનમાણ, વિનેપન અને પાપોપગરણ રાખવા રિ અહો રાત્રી સુધી મે કરણ ને ત્રણ જોગથી શ્રદ્ધા સહીત, અતરાય તુટે બંધી કરીશ અથવા કરી છે તેમ છતા પ્રમાદ વશે પાચ અતિચાર સેવ્યા હોય તે જે આ કે,– સ્થાનક તથા પથારી અવિધિએ જુવે (૧) તેને અવિધિએ પુજે (૨), લઘુનીતિ વૃદ્ધિનીતિની જગા અવિધીએ જુએ (૩) તેને અવિધિએ પુજે (૪) ઉપવાસ સહીત પોસહ લઇને પ્રગટ કરે (૫) એ પાચ દોષ સેવ્યા હોય તો તેના સ્વનાવને પશ્ચાતાપ પૂર્વક વિક્કાર આપુ છુ

## પાઠ ૧૭ મો બારમા વ્રત્તના અતિચાર આળોઉ છુ

બારમુ અતિથિ સવિભાગવ્રત્ત. સમણે નિગ્ગથે, ફાસુએસણિજ્જેણ, અસણ, પાણ, ખાઇમ, સાઇમ, વથ, પડિગ્ગહ, કબળ પાયપુછણેણ, હવે પાઢિયાર, પીઠ, ફલગ, સેજ્જા, સથારએણ, ઉસહ, ભેસજ્જેણ, પડિલાભેમાણે વિહરામિ, એહવી મારી સદ્દહણા,પરૂપણા, સાધ સાધવીની જોગનાઇ મળે, તેનારે ફરસનાએ કરી શુદ્ધ, એહના બારમા અતિથિ સવિભાગ વ્રત્તના, [1]પચઅઇયારા, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તજહા, તે આળોઉ - સચિત્ત નિખેવણીયા, સચિત્ત પેહણીયા, કાલાઇ કમ્મે, પરો વયસે, મછરીયાએ, એ પાચ અતિચાર માહેલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તો તસ્સ મિછામિ દુક્કડ

ભાવાર્થ —અનુ તિથિએ અમુક ઘેરથી આહાર લેવો, એવુ જો મુકરર નથી એવા નિગ્રથ મુનીને મા । અમોટ ભોજનમાથી તથા વસ્ત્ર પાત્ર, કાગળ, સ થારીયા વિગેરેમાથી યોગ્ય દાન કરીશ વળી આપીને પાછા લેવાય એવા પાટ, પાટીઆ, થાનક, પથારી, ઓસડ અને ચુરણ વિગેરે ચૌદ પ્રમારના કળપતા પદાથા, અવસર મળવાથી શ્રદ્ધા સહિત ભાગ આપતો વિચરીશ એવી શ્રદ્ધા છતા પ્રમાન્નને પાચ અતિચાર સેવા હોય તે જેવા કે - વહોરવાની ચીજ સચેત ઉપર મુકે ૧, વહોરવાની ચીજ ઉપર સચેત વસ્તુ નાકે ૨, સ્મ ચનિત વસ્તુ વહોરાવે ૩, પોતે ભિક્ષા

[1] બારમા વૃતમા આક નથી એના પાચ અતિચાર છે

૩ સ યોગ્ય છે છતાં બીજાને હુકમ કરે ૪, દાન દઇ ગ ભિમાન કરે ૫, એ પાચ દોષ સેવ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક તેના રસભાને ધિક્કાર આપુ છુ

## પાઠ ૧૮ મો સથારાના અતિચાર આળોઉ છુ

અપશ્ચિમ, મારણ તિકે સલેહુણા પોષધશાળા પુજીને, ઉચ્ચાર પાસવણ ભૂમિકા પડિલેહિને, ગમણાગમણ પડિકમિને, દર્ભાદિક સથારો સથ રિને, દર્ભાદિક સથારો દુરુહિને, પૂર્વ તથા ઉત્તર દિશાએ પલ્યકાદિક આસને બેસીને, કરયલ સપ રિગ્ગહિય સિરસાવત્ત મત્થય અજલિકટ્ટુ, એમ વયાસિ, નમોત્થુણ, અરિહતાણ, ભગવતાણ, જાવસપત્તાણ, એમ અનતા સિદ્ધને નમસ્કાર કરીને, વર્ત્તમાન પોતાના ધર્મ ગુરુ ધર્માચાર્યને નમ સ્કાર કરીને, પૂર્વે જે વ્રત્ત આદર્યા છે, તે આળોઇ, પડિકમિ, નિદી, નિ સલ્ય થઇને, સવ્વ પાણાઇવાય પચ્ચખામિ, સવ્વ મુસાવાય પચ્ચખામિ, સવ્વ-અદિન્નાદાણ પચ્ચખામિ, સવ્વ મેહુણ પચ્ચ ખામિ, સવ્વ પરિગ્ગહ પચ્ચખામિ, સવ્વ કોહ, માણ, લોભ, જાવમિચ્છા દસણ સલ્લ, કરણી જ્જ જોગ પચ્ચખામિ, જાવજીવાયે, [1]તિવિહ, તિવિહેણ, નકરેમિ, નમરવેમિ કરત નાણુ જા

---

[1] સથારા સબધી અત સમયની ક્રિયા ત્રણ કરણ ને ત્રણ જોગે થાય છે તેથી ( ૭૩ ) મો આક સમજવો એના માન અતિચાર ટાળવા

લાઈ, મણસા, વયસા, કાયસા, એમ અઢારે પાપ સ્થાનક પચ્ચખિને, અન્ન અસણ, પાણ, ખાઇમ, સાઇમ, ચેવિહ પિ આહાર પચ્ચખામિ જાવ જીવાએ, એમ ચાર આહાર પચ્ચખિને. જં પિય, ઈમ શરીર, ઇઠ, કંત, પિય, મણુન, મણામ, ધિજજ, વિસાસિય, સમય, અણુમય, બહુમય, ભંડ કરંડગ, સમાણ, રયણ કરંડગ, ભૂય, મા ણ સિય, મા ણ ઉન્હ, મા ણ ખુહા, મા ણ પીવાસા, મા ણ વાળા, મા ણ ચોરા, મા ણ દંસા, મા ણ મસગા, મા ણ વાહીય, મા ણ પિતિય, સંભિમ સન્નિવાય, વિવિહા રોગા અંકા, પરિસહા વસગા, ફાસા ફુસંતિ, એય પિયપ્ણ ચરિમેહિં, ઉસાસ નિસાસેહી, વોસિરામિ, તિકટ્ટુ, એમ શરીર વોસિરાવીને, કાળ અણવકંખમાણેવિહરતિ, એહવી મારી સદ્દહણા, પરૂપણા, અણશણ કરૂ, અણશણનો અવસર આવે, તે વારે ફરસનાએ કરી શુદ્ધ, એહવા અપછિમ મારણાંતિય, સંલેહણા, જુસણા, આરાહણાના પંચઅઇયારા, જાણિયવ્વા, નસમાયરિયવ્વા, તંજહા, તે આલોઉં–ઈહલોગા સંસ પ્પઉગે, પરલોગા સંસ પ્પઉગે, જીવીયા સંસપ્પઉગે, મરણાસંસપ્પઉગે, કામ ભોગા સંસ પ્પઉગે, એ પાંચ અતિચાર માહેલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

ભાવાર્થ—હવે પછી આ શરીર વડે ધર્મ સંબંધી કાંઇ પણ કામ કરવું પશ્ચાત રહ્યું નથી તેથી નણ સર્વથી વિમુખ રહીને પંડિત યોગ્ય મરણને માટે જગા પુંજી, તથા લઘુનિતિ, વૃદ્ધિનિતિને માટે જગા જોઇ પુંજવાના કારણસર

ર આર કરતા અજતના થઇ હોય તેનું પ્રાયશ્ચિત કરી, સં
બ વિગેરની પથારી પાથરી, પૂર્વ તથા ઉત્તર તરફ ધીર આ
સન કરી બેસવું પછી બે હાથ જોડી મસ્તકે લગાડી બો
લવું કે નમસ્કાર કરૂં છું અનંત સિદ્ધને તેમજ મારા ધર્મા
ચાર્યને, કેમકે તેઓ પાસે મેં પ્રથમથી મૂળ તથા ઉત્તર
વ્રત ગ્રહણ કરેલા છે તે સર્વે યાદ કરીને પ્રાયશ્ચિત લઇ
થએલી ભૂલો પશ્ચાતાપ કરી નિઃસંશયપણે જીવું ત્યાં
સુધી ત્રણ કરણ અને ત્રણ જોગથી જીવહિંસા વિગેરે
અઢાર પાપ સ્થાનકની બંધી કરૂં છું વળી આ શરીરનું
પ્રતિપૂર્ણ રક્ષણ કરી રત્ન કરંડીયા સમાન માન્યું, અને
તેનું ક્ષુધા તૃષા વિગેરેના અનેક દુઃખોથી રક્ષણ કરેલું હતું
તો પણ હવે પછી, છેલા શ્વાસ ઘડી સુધી તેની મમતા
ઉતારી, મરણ તથા જીવતરની ઇચ્છા રહિત, શ્રદ્ધા પૂર્વક
સમાધિ ભાવમાં પ્રવેશ કરતાં આત્માને જે રીતે વર્તવું
એવી મારી ઇચ્છા છે તેમ છતાં પ્રમાદ વગે પાંચ અતિચાર
સેવ્યા હોય તે જેવા કે – આ લોકથી મરી રાજાદિક થવાની ઇચ્છા
કરી હોય ૧, પરલોકે ઇંદ્રાદિક થવાની ઇચ્છા કરી હોય ૨, સુ
ખો લીધે વધારે જીવવાની ઇચ્છા કરી હોય ૩ દુખો લીધે
મરણની ઇચ્છા કરી હોય ૪ વધારે કામ ભોગ ભોગવવાની
ઇચ્છા કરી હોય ૫ [1]એ પાંચ દોષ મેં સેવ્યા હોય તો પશ્ચાતાપ
પૂર્વક તેના સ્વભાવને ધિક્કાર આપું છું

☞ ઉપરની રીતે જ્ઞાન, દર્શન ચારિત્ર અને સંલેખણા
તપ એ ચારનું આરાધન કરતાં અતિક્રમ વિગેરે ચાર

---

[1] ચોથા આવશ્યકની આદિમાં જ્ઞાનના ચૌદ અતિચાર છે
તે વગેરે સંથારાની વિધીના પાંચ અતિચાર મળીને કુલ ( ૯૯ )
અતિચાર થાય છે શ્રાવકોએ પડિકમણું આવશ્યક કરતાં કાઉસગમાં
તેનું ચિંતવન કરી તેનાથી નિવૃત થવું

દોષ શેવવાથી નવાણુ અતિચાર દોષ ઉત્પન્ન થાય છે તે સર્વ થએલી તમ્મીરીતો પશ્ચાતાપ કરી ને અરિહંત સિદ્ધ વિગેરે ૭ શાક્ષીથી મારા નિજાતી સ્વઆત્મને વિક્ષર આપી કૃતાર્થ થાઉછુ

---

## પાઠ ૧૯ મો અઢાર પાપ સ્થાનક આળોઉછુ.

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ,ક્રોધ, માન, માયાકપટ,લોભ,રાગ, દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન,પીશૂન, પરપરિવાદ, રતિઅરતિ, માયામોસો, અને અઢારમુ મિછાદંસણ સલ્લ, એ અઢાર પાપસ્થાનક સેવ્યા હોય, સેવવ્યા હોય, સેવતાં પ્રત્યે અનુમોધા હોય, તો અનંતા સિદ્ધ કેવળીની શાખે તસ્સ મિચ્છામિ દુક્કડં

ભાવર્થ—જીવ હિંસા, અસત્ય, ચોરી, કુશિલ પરીગ્રહ, ક્રોધ, માન માયા કપટ, લોભ, રાગ, દ્વેષ, કલેશ, પરને આળ ચઢાવવુ ચાડી કરવી, પર નિંદ્રા બોલવુ, પાપમા પ્રીતિ, ધર્મમા અપ્રીતિ, કપટ સહિત જુઠુ તથા મિથ્યાત્વશ્રદ્ધા, એ અઢાર પાપ સેવ્યા, સેવરા વ્યા તથા સેવતાને ભલુ જાણ્યુ હોય તો પશ્ચાતાપ પૂર્વક તેવા સ્વભાવને વિસર્જન આપુ છુ

---

## પાઠ ૨૦ મો પચીશ મિથ્યાત્વ આળોઉછુ

અભિગ્રહિક મિથ્યાત, અનાભિગ્રહિક મિથ્યાત, અભિનિવેષિક મિથ્યાત, સંસઈકમિથ્યાત, અણાભોગ મિથ્યાત, લોકિક મિથ્યાત, લોકોત્તર મિથ્યાત, કુપ્રવચન મિથ્યાત, સમકિત મોહીની મિથ્યાત, મિથ્યાત મોહીની મિથ્યાત,મિશ્ર મોહીની મિથ્યાત, ધર્મ ને અધર્મ શ્રદ્ધે તો મિથ્યાત, અધર્મને

લો ગુત્તમા, સાહૂ લોગુત્તમા, કેવળી પન્નતો ધ મ્મોલોગુત્તમા, "ચત્તારી સરણ પવજ્જામિ" અરિ હંતા સરણ પવજ્જામિ, સિદ્ધા શરણ પવજ્જામિ, સાહુ શરણ પવજ્જામિ, કેવળી પનતો ધમ્મો શ રણ પવજ્જામિ "ચોપાઇ" ચાર શરણા કરે જેહ, ભવસાગરમા તરે તેહ, સકળ કરમનો આ ણિ અંત, મોક્ષ તણા સુખ લહે અનંત, ભાવ ધરીને જે ગુણ ગાય, તે જીવ તરીને મુક્તે જાય "દોહો" અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણો ભંડાર, તે ગુરૂ ગોતમ સમરીએ, વાંછિત ફળ દાતાર દયા સુખની વેલડી, દયા સુખની ખાણ, અનંત જીવ મુક્તે ગયા, દયા તણુ પરમાણ દયા સુખની વે લડી, રોપી રૂપભજીનં, શ્રાવક ફળ મંડપ ચડી, સીંચી ભરથ સુજાણ

ઉપર મુજબ ચાર સરણ કરીને પૂર્વે આળો વેલા સર્વ અતિચારાદિ મૂળ દોષ તથા ઉત્તર દો પને ટાળી વિસેષ પવિત્ર થવાની આશાએ "ઇ ચ્છામિ પડિક્કમિઉ, જોમે દેવસિયો, અઇયારો કઉ, કાઇયો, વા ચો, માનસિયો" એ પાઠ આખો ભણવો તે પછી "ઇચ્છામિ પડિક્કમણ ઇરિયાવ હિયાએ" એ પાઠ ભણીને નીચે મુજબ બોલવું. કેન્ એકેન્દ્રિય, સાડીસતાણુ લાખ કુળ કોડીના જીવોને હણ્યા, હણાવ્યા, કે હણતાને રૂડું જાણવાથી અ ઢારલાખ ચોવીસ હજાર એકસો ને વીશ પ્રકાર સંબંધી દોષ લાગ્યો હોય તો પશ્ચાત્તાપ પૂર્વક તે-વા સ્વભાવને ધિક્કાર આપુ છું.

## હવે પાચ સમણ સૂત્ર

### પા૦ ૨૪ મો પહેલા સમણ સૂત્રથી નિદ્રાની આલોયણ કરૂ છૂ

ઇચ્છામિ પડિક્કમિઉ, પગામ સિજ્જાએ, નિગામ સિજ્જાએ, સથારા ઉવટ્ટણાએ, પરિયટ્ટણાએ આઉટ્ટણાએ, પસારણાએ, છપ્પઇ સઘટ્ટણાએ, કુઇએ કક્કરાઇએ, છીએ, જભાઇએ, આમોસે, સસરક્ખ આમોસે, આઉલ માઉલાએ, સુવણ વત્તિયાએ, [1]ઇત્થિ વિપરિયા સિયાએ, દિઠ્ઠીવિપરીયા સિયાએ, મણવિપરિયા સિયાએ, પાણભોયણ વિપરિયા સિયાએ, જોમે દેવસિયો, અઇયારોકઓ, તસ્સ મિચ્છામિ દુક્કડ

ભાવાર્થ— હે સ્વામી તમારી સાક્ષીથી નિદ્રામા લાગેલા પાપને આલોવવા ઇચ્છા રાખુ છુ તે એમ કે હદ ઉપરાત નિદ્રાનુ પાથરી નિદ્રામા પુજ્યા વગર એક વખત અથવા વરવખત આમતેમ પાસા ફેરવતા હોય વગ લાબા ટુકા કરતા જુ, માકડ વિગેરે જીવો સઘાયા હોય અથવા ઉઘાડે મોઢે બોલાયુ હોય, છીક ખવાયુ હોય, સચેત રજ વિગેરેની વિરાધના કરી હોય, અને વળી આકુલ વ્યાકુલ થવાયુ હોય, તેમજ સ્વપ્નમા વિષય મૈથુન વિગેરે ભોજન પાન કે સાના દોષ સેવ્યા હોય તો પશ્ચાતાપ પૂર્વક તેના સઘળાને ધિક્કાર આપુ છુ

---

[1] એ શબ્દ શ્રાવીકાએ ન બોલવો તે બદલ "પુરૂષ વિપરિયા સિયાએ" એમ કહેવુ

## પાઠ ૨૫ મો બીજા સમણ સૂત્રથી ગૌચરીની આલોયણ કરૂછ

પડિક્કમામિ ગોયરગ ચરિયાએ, ભિખાયરિયાએ, ઉ ઘાડ કવાડ, ઉ ઘાડણાએ, સાણા, વચ્છા, દારા, સ ઘટ્ટણાએ, [1]મ ડિપાહુડિયાએ, [2]બલિપાહુડિયાએ, [3]ઠવણાપાહુડિયાએ, સ ક્કિયે, સહસાગારે, અણેસણાએ, અણભોય ણાએ, પાણ ભોયણાએ, બીય ભોયણાએ, હરિય ભોયણાએ, પચ્છાકમ્મિયાએ, પૂરે કમ્મિયાએ, અદિઠહડાએ, દગ્ગસ સઠહડાએ, રયસ સઠહડાએ, પારિસાડણિયાએ, પારિઠાવણિયાએ, ઉહાસણ ભિખાએ, જ ઉ ગમેણ, ઉપાયણેસણાએ, અપડિસુદ્ધ, પડિગાહિય, પરિભુત્ત વા, જ ન પરિઠાવિય, તસ્સ મિચ્છામિ દુક્કડ

ભાવાર્થ—ગોચરી માટે થોડી થોડી ભિક્ષા લેતા જતા અધ ખુ ના કમાડ તથા વાસેના કમાડ ઉઘાડે, શ્વાન વાછરડુ કે બાળક વિગેરે બેઠેલાનો સ્પર્શ કરીને અથવા ઉલ્લઘન કરીને જાય બીજા અર્થે રાખી મુકેલુ નિવેદનુ તથા યાચકને આપવા અગાઉનુ ભિક્ષાચરે નીમી રાખી મુકેલુ તેમજ શક ઉપજાવે, બળાત્કારથી અપાયેલુ ભોજન પાન અથવા બીજી રીતે સુજ્ઝ ઉગ્ગમ ઉતાવળથી લેવાયુ હોય સચેત બીજ તથા લીલોત્રીનુ ભોજન તેમજ વહોરયા પછી તથા પહેલુ દોષ લાગે તેવુ દૃષ્ટિ બહારથી

---

૧ ૨ – ઉપરની સરમાથી વાપરી સુખ કાઢી લીધેલુ તે મહિપ્રાભૃતિકા દિશાઓમા ઉછાળવા તથા દેવાદિકને અર્પણ કરેલ તે "બલિ પ્રાભૃતિકા" સાધુ અર્થે અમુક આહારાદિ થાપી મુકેલુ હોય તે સ્થાપના પ્રાભૃતિકા કહેવાય

## પાઠ ૨૭ મો ચોથા સમણ સૂત્રમાં તેત્રીશ બોલની તથા વીશ આસાતના આળોઉં છું

પડિક્કમામિ, એગવિહે અસંજમેહિ (૧) પડિક્કમામિ દોહિં બંધણેહિં, રાગબંધણેણં, દોષબંધણેણ. (૨) પડિક્કમામિ, તિહિં દંડેહિં, મનદંડેણ, વયદંડેણ, કાયદંડેણ, પડિક્કમામિ, તિહિં ગુત્તિહિં, મનગુત્તિહિં, વયગુત્તિહિં, કાયગુત્તિહિં, પડિક્કમામિ, તિહિં સલ્લેહિં, માયાસલ્લેણ, નિયાણસલ્લેણ, મિચ્છાદંસણસલ્લેણં, પડિક્કમામિ, તિહિં ગારવેહિં, ઈડ્ઢીગારવેણં, રસગારવેણ, સાયગારવેણ, પડિક્કમામિ, તિહિં વિરાહણાએ, નાણવિરાહણાએ, દંસણવિરાહણાએ, ચારિત્તવિરાહણાએ (૩) પડિક્કમામિ, ચઉવિહિ કસાએહિં, ક્રોધકસાએણ, માનકસાએણ, માયાકસાએણ, લોભકસાએણં, પડિક્કમામિ, ચઉવિહિ સન્નાહિં, આહાર સન્નાએ, ભય સન્નાએ, મેહુણ સન્નાએ, પરિગ્રહ સન્નાએ, પડિક્કમામિ, ચઉવિહ કહાએહિં, સ્ત્રી કથા, ભત્ત કથા, દેશ કથા, રાજ કથા, પડિક્કમામિ, ચઉવિહ ઝાણેણ, અટ્ટેણ ઝાણેણ, રૂદ્દેણ ઝાણેણ, ધમ્મેણ ઝાણેણ, સુક્કેણ ઝાણેણ, (૪) પડિક્કમામિ, પંચ કિરિયાહિં, કાઈયા કિરિયાએ, અહિગરણી કિરિયાએ, પાઉસીયા કિરિયાએ, પારિતાવણિયા કિરિયાએ, પાણાઈવાય કિરિયાએ, પડિક્કમામિ, પંચહિં કામ ગુણેહિં, સદ્દેણં વા, રૂવેણ વા, ગંધેણ વા, રસેણ વા, ફાસેણ વા, પડિક્કમામિ, પંચહિં મહાવ્રતેહિં, સવ્વાઓ પા-

ણાઇ વાયાઓ વિરમણ, પવ્વાઓ મુસાવાયાઓ વિરમણ, સવ્વાઓ અદિના દાણાઓ વિરમણ, સવ્વાઓ મેહુણાઓ વિરમણ, સવ્વાઓ પરિગ્રહાઓ વિરમણ, પડિક્કમામિ, પંચહિં સમિયેહિં, ઈરિયા સમિયે, ભાસા સમિયે, એસણાસમિયે, આયાણભંડ મત્ત નિખેવણા સમિયે, ઉચ્ચાર પાસાવણ, ખેલ, જળ, સઘાણ પારિઠાવણિયા સમિયે, (૫) પડિક્કમામિ, છહિં જીવનિ કાએહિં, પૃથ્વી કાય, અપકાય, તેઉકાય,વાઉકાય, વનસ્પતી કાય, છઠ્ઠી ત્રસ કાય, પડિક્કમામિ, છહિં, લેસાહિં, કૃષ્ણ લેસા, નિલ લેસા, કાપૂત લેસા, તેજૂ લેસા, પદ્મ લસા, સુકલ લેસા, (૬) પડિક્કમામિ, સત્તહિં ભય ઠાણેહિં, ઇહ લોક ભય, પરલોક ભય, આદાન ભય, અકસ્માત ભય આજીવિકા ભય, મરણ ભય, અપયશ ભય, (૭) પડિક્કમામિ, અઠમય ઠાણેહિં, જાતિ મદ, કુળ મદ, બળ મદ, રૂપ મદ, તપ મદ, લાભ મદ, સુત્ર મદ ઈશ્વર મદ, (૮) પડિક્કમામિ નવ નિહિં, બ્રમ્હચેર ગુત્તિહિં, પહેલી વાડે [૧]સ્રી, પશુ, [૨]પંડગ રહિત સ્થાનક સેવવું, સહિત સેવે તો ઉંદરને બિલાડીનું દ્રષ્ટાંત. બીજી વાડે સ્રી પુરૂષની વિષય રૂપ વિકથા કરવી નહિ, કરે તો લીંબુને દાંતનું દ્રષ્ટાંત. ત્રીજી વાડે સ્રી પુરૂષના આગર્ન પર અંતર મુહુર્ત ગયા સિવાય, બેસવુ નહિ, બેસે તો [૩]કોહોળુ ને કણકનું દ્રષ્ટાંત.

---

૧ શ્રાવિકાએ પુરૂષ જાણ કહેવો ૨ જન્મ થકી થયેના નપુંસક ૩ ભુરૂં અથવા દાતીયુ કોહોળુ કાપીને ઘઉંના આટાની કણક પાસે મૂકે તો કણકની વિકાસ જાય છે

ચોથી વાડે સ્ત્રી પુરૂષના વિષય બુદ્ધિથી અંગ ઉપાંગ નિરખવા નહિ, નિરખે તો સુર્યને નેત્રનુ દ્રષ્ટાંત પાચમી વાડે (કુડાંતરે) ભીત ખપેડાને આંત્રે સંયોગી વસતા હોય ત્યાં બ્રહ્મચારીને વસવુ નહિ, વસે તો લાખ, અગ્નિ ને મીણનુ દ્રષ્ટાંત. છઠ્ઠી વાડે પુર્વના કામ ભોગ સંભારવા નહિ, સંભારે તો પથીને છાશનુ દ્રષ્ટાંત સાતમી વાડે પ્રતિદિન અતિશય સરસ આહાર કરવો નહિ, કરે તો સન્નિપાતવાળાને દુધ સાકરનુ દ્રષ્ટાંત આઠમી વાડે અતિશય ચાંપી આહાર કરવો નહિ, કરે તો શેરની તોલડી ને બગેરનુ દ્રષ્ટાંત. નવમી વાડે શરીર ઉપર શોભા શણગાર કરવા નહિ, કરે તો રાંક ને રત્નનુ દ્રષ્ટાંત (૯) પડિક્કમામિ દસ વિહુ સમણ ધમ્મેહીં, ખંતી, મુત્તિ, અજ્જવે, મદ્દવે, લઘવે, સચ્ચે, સંજમે, તવ્વે, અકિંચણે, બ્રહ્મચરવાસે (૧૦) ઇક્કારસહિં ઉવાસગ પડિમાહિં, (૧૧) બારસહિં, ભિખુપડિમાહિં (૧૨) તેરસહિં, કિરિયાઠાણેહિં (૧૩) ચઉદસહિં, ભૂયગામેહિં, (૧૪) પંનરસહિં, પરમાહમિએહિં, (૧૫) સોળસહિં, ગાહાસોળસેહિં, (૧૬) સતરસવિહે, અસંજમેહિં, (૧૭) અઠારસવિહે, અબંભેહિં, (૧૮) એગુણવિસાય, ન્યાયઝયણાહિં, (૧૯) વીસાએ, અસમાહિઠાણેહિં, (૨૦) એગવીસાએ, સબળેહિં, (૨૧) બાવીસાએ, પરિસહેહિં, (૨૨) તેવીસાએ, સુયેગડઝયણાહિં, (૨૩) ચોવીસાએ, દેવેહિં, (૨૪) પચવીસાએ, ભાવનાહિં, (૨૫) છવીસાએ, દસાકપ્પ વવહાર ઉદેસણકાળેહિં, (૨૬) સતાવીસાએ, અણગાર

ગુણેહિ, (૨૭) અઠાવીસાએ, આયારયે કપ્પેહિ, (૨૮) એગુણતીસાએ, પાવસુયે પસ ગેહિ, (૨૯) તીસાએ, મહા મોહનીઠાણેહિ, (૩૦) એગતીસાએ સિ દ્ધાગુણેહિ, (૩૧) બતીસાએ, જોગસંગહેહિ, (૩૨) તેતીસાએ, આસણાએ, (૩૩)

અરિહ તાણ, આસાયણાએ (૧) સિદ્ધાણ, આસાયણાએ (૨) આયરીણ, આસાયણાએ (૩) ઉઝ્ઝાયાણ, આસાયણાએ, (૪) સાહુણ, આસાયણાએ, (૫) સાહુણિણ, આસાયણાએ, (૬) સાવયે, આસાયણાએ, (૭) સાવિયાણ, આસાયણાએ, (૮) દેવાણ, આસાયણાએ, (૯) દેવિણ, આસાયણાએ, (૧૦) ઇહલોગસ્સ, આસાયણાએ, (૧૧) પરલોગસ્સ, આસાયણાએ, (૧૨) કેવળીણ, આસાયણાએ, (૧૩) કેવળીપન્નત, ધમ્મસ આસાયણાએ, (૧૪) સદેવમણુયા સુરસ્સ લોગસ્સ, આસાયણાએ, (૧૫) સવ્વભૂયેજીવ સત્તાણ, આસાયણાએ (૧૬) કાળસ્સ, આસાયણાએ, (૧૭) સુયસ્સ, આસાયણાએ, (૧૮) સુયદેવયાએ, આસાયણાએ, (૧૯) વાયણાયિરસ્સ, આસાયણાએ, (૨૦) જ વાઇદ્ધ, (૧) વચ્ચામેલિય, (૨) હીણખર, (૩) અચ્ચખર, (૪) પયેહિણ, (૫) વિણયેહિણ, (૬) જોગહિણ, (૭) ઘોસહિણ, (૮) સુઠુદિન, (૯) દુઠુપડિછિય, (૧૦) અકાળેકઓ સઝાઓ (૧૧) કાળે નકઓઝાએ (૧૨) અસઝાઇએ સઝાય (૧૩) સઝાઇએ ન સઝ્ઝાય (૧૪) ભણતા, ગણતા, ચિ તવતા, એ તેત્રીસ બોલ મધ્યે જાણતા જોગ જાણતા હવે, છા

કના જોગ છાડતા હશે, આદરવા જોગ આદરતા હશે, તેને ધન્ય છે. મારે જીવે આજના દિવસ અબધી જાણવા જોગ જાણ્યા છે, આદરવા જોગ આદર્યા છે, છાડવા જોગ છાડયા છે, તેમાં જે કોઈ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર, જાણતા, અજાણતા, મન, વચન, અને કાયાએ કરી, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, દેશથી, સર્વથી, નિંદવા કર્યા હોય, કરાવી હોય, કરતા પ્રત્યે રૂડુ જાણ્યુ હોય, તો અનંતા સિદ્ધ કેવળી ભગવાનની સાખે કરીને મિચ્છામિ દુક્કડ

---

પાઠ ૨૮ મો પાચમા સમણ સૂત્રથી શ્રમન્ત જીનને સ્તવના પૂર્વક નમન કરી નિગ્રંથ માર્ગનુ વિશેષ આરાધન કરવુ તે વિષે

નમો, ચઉવીસાએ, તિથ્થયરાણ, ઉસભાઇ, મહાવીર, પજવસાણાણ, ઈણમેવ નિગ્ગંથ પાવયાણ સચ્ચ, અણુત્તર, કેવળીય, પડિપુન, નેયાઉય, સશુદ્ધ, સલ્લકત્તણ, સિદ્ધિમગ્ગ, મુત્તિમગ્ગ, નિજ્જાણમગ્ગ, નિવાણમગ્ગ, અવિતહ અવિસંધિ, સવ્વદુખ પહીણમગ્ગ, ઇથ્થ ઠિયાજીવા, સિજ્ઝંતિ, બુજ્ઝંતિ, મુચ્ચંતિ, પરિનિવ્વાયંતિ, સવ્વદુખાણ મંતકરંતિ, તંધમ, સદહામિ, પત્તિયામિ, રોયામિ, ફાસેમિ, પાલેમિ, અણુપાલેમિ, તંધમ્મ, સદ્દહંતો, પત્તિયંતો, રોયંતો, ફાસંતો, પાલંતો, અણુપાલંતો, તસ્સધમ્મસ્સ, કેવળીપન્નતસ્સ, અબ્ભુટ્ઠિઓમિ, આરાહણાએ, વિરઓમિ, વિરાહણાએ, અસંજમ

પરિયાણામિ, સજમઉન સપજ્જામિ, અબભ, પરિયાણામિ, બભઉન મપજ્જામિ, અકપ્પ, પરિયાણામિ, કપ્પઉન સપજ્જામિ, અન્નાણ, પરિયાણામિ, નાણઉન સપજ્જામિ, અકિરિય, પરિયાણામિ, કિરિયઉન મપજ્જામિ, મિચ્છત પરિયાણામિ, સમતઉન સપજ્જામિ, અબોહિ, પરિયાણામિ, બોહિઉન મપજ્જામિ, અમગ્ગ, પરિયાણામિ, મગ્ગઉન મપજ્જામિ, જસભરામિ, જચનસભરામિ, જપડિક્કમામિ, જચનપડિક્કમામિ, તસ્સ સનસ્સ દેવસીયસ, અઇયારસ્સ, પડિક્કમામિ, સમણોહિ, સજય, વિરય, પડિહયે, પચ્ચખાય, પાવકમ્મે અનિઆણેદીઠી, સપન્નો. સમુદ્દેસુ માયામોસ વિનજ્જો, અઢાઇઍનુ દિન પનરસ્સ કમ્મભૂમિસુ, જાનતિ કેમાહુરયહરણ, ગુચ્છગ, પડિગહ, ધારા, પચમહનય વારા, અઠારસસહસ્સ, ગિલાગ રથનારા, અખય આયાર ચરિતા તે સવ્વેમિરસા, મણસા, મયયેણવદામિ

ગાથા—ખામેમિ સવ્વેજીવા, સવ્વેજીવાવિખમતુમે, મિત્તિમે સવ્વભૂયેસુ, વેરમજ્જ નિન કેણઈ ૧
એવનહ આલોઇય, નિદયઅરિય દુગચ્છિય, સવ્વતિવિહેણુપડિકતો, વદામિજીણુચાઉવીમ ૨

ઇતિઅતિચાર આળોવ્યા, પડિક્ક્મ્યા, નિંદ્યા, અર્થા, નિ ગરહ્યા, હવે અરિહંત, મિદ્ધ, કેવળી, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુસાધવી વગેરે ગુરૂને ભુજોભુજો કરી ત્રણ વાર ખમાવુછુ.

ભાવાર્થ—રૂપભાદિક ચોવીશ તિર્થંકરોને સદ વિનય અભિનંદન પૂર્વક હસ્તાજ્જ્ઞી સહિત પ્રાર્થના કરૂં છુ

કે હે નાથ ! તમારા જેવા રિયે પૂર્ણ જ્ઞાનની સત્તા વડે બતાવેલો સર્વોત્તમ માર્ગ જે કે સત્ય વ્યાપાર રીતિથી બનેલો ને શુદ્ધ સંદેહ વગરનો એહવો રત્ન સિદ્ધ કર્મ મુક્ત થવાથી પરમ વીતરાગતા પામવાનો છે, તે માર્ગમાં પ્રવર્તક થનારાઓના સર્વ દુખ નાશ થાય છે, તેઓ સિદ્ધ પદ પ્રાપ્ત કરે છે લોકાલોકનું સ્વરૂપ જાણે છે, કર્મના બંધનથી છુટે છે સર્વથા વીતરાગતા પામે છે એમ જાણીને હું પણ બંધન મુક્ત થવાની આશાએ તે ધર્મનો આત્મા પૂર્વક સરદહુ છુ પ્રતીત કરૂં છુ રૂચી રાખુ છુ, વળી જે તે સ્પર્શ કરૂં છુ પાળુ છુ વિશેષે પાળુ છુ તેમજ હે ઉપાસક જનો ! તમે પણ તે ધર્મને સર્દો, પ્રતીત આણો અને રૂચી સહિત તેનો સ્પર્શ કરો પાળો અને વિશેષે પાળો એહવો જીન પ્રણીત ધર્મ પાળવા મારો ઉદ્યોગ છે તે સફળ થવાની આશાએ નીચે મુજબ દોષ મુક્ત થવા ઇચ્છુ છુ તે એમ કે આશ્રવ છોડી સંવર કરીશ કુશીલ છોડી શીયલ પાળીશ, અકલ્પનીક પદાર્થો છોડી કલ્પનીક પદાર્થો ગ્રહણ કરીશ અજ્ઞાન છોડી જ્ઞાન લઇશ દુષ્કૃત છોડી સુકૃત કરીશ મિથ્યાત છોડી સમકીતની સ્થાપના કરીશ કુબોધ છોડી સુબોધ લઇશ કુમાર્ગ છોડી મોક્ષ માર્ગે પ્રવર્તક થઇશ એ વિગેરે જે મને સાભર્યું યા ન સાભર્યું તેનું અથવા જેનું મેં પ્રાયશ્ચિત કર્યું યા ન કર્યું તે સર્વ અતિચારોનું દિવસ સબંધી પ્રાયશ્ચિત કરીને નિવૃત થાઉં છુ તેમજ તમે થાઓ

ઉપરનો સિદ્ધ માર્ગ ગૃહણ કરી પ્રવર્તક થનારા સમ પરિણામી મુની જનો જે કે સંસાર મુક્ત થવા અર્થે સંવર ક્રિયા કરીને પાપની આવક રોકે છે જેઓ મિથ્યાત્વ તથા કપટ રહિત સમકિત પૂર્વક જીનાજ્ઞા મુજબ વર્તીને

અની દ્વીપ તથા બે સમુદ્ર વચ્ચે મહુમીના ક્ષેત્રોમા વિચરે છે, જેઓ સ્નેહરહ્યુ, ગુરુઠો, પાના, વિગેરે નિયમિત ધર્મોપગરણ રાખે છે, પાચ મહાવ્રત પાળે છે, જેઓ અઢાર હજાર શીયળરૂપી રથનુ વહન કરાર ઘેરી મમા છે, જેઓ નીરતિચાર ચારિત્ર પાળે છે, તે મનો માનસિક ભાવે વિમળ વદન કરી કૃતજ્ઞ થયો છુ તેમજ તમે થાઓ

☞ ઉપર મુજબ છીન રતવન, ધમ જિન તથા ધર્મ આરાધન, ગુરુ જનોને મનસી વદન, એ ચાર કૃત્ય કરવા પછી સવ આજના દિવસના થયેલા અપરાધની વિશેષ ક્ષમા માગુ છુ સર્વ સાથે વૈરભાવની સમાપ્તિ કરી મૈત્રીભાવથી વર્તવા ચાહુ છુ તે તૃપ્ત કરો એમ મે સર્વ પાપ સભાળીને તેની નીંદા કરી છે, સુકૃતનું ગ્રહણ કરી, દુષ્કૃતને વિક્કાર આપી ત્રિકરણ શુદ્ધે પ્રાયશ્ચિત્ત લીધુ છે, હવે અરિહંત સિદ્ધ કેવળ જ્ઞાની સર્વ સાધુજી તથા મારા ઉપકારી ગુરુ પાસે વદન પૂર્વક ક્ષમા માગુ છુ

---

## છ ખાંમણાં

પહેલા ખામણા અરિહંત મહારાજને ખમાવુછુ. તે પાચ મહાવીદેહક્ષેત્રને વિશે જયવંતા જઘન એટલે થોડામા થોડા જેટલા તિર્થંકર દેવ બિરાજે છે તેમના નામ —પહેલા મદીર સ્વામી, બીજા જુગમદીર સ્વામી, ત્રીજા બાહુ સ્વામી, ચોથા સુબાહુ સ્વામી, પાચમા સુજાત સ્વામી, છઠ્ઠા સ્વયપ્રભ સ્વામી, સાતમા રૂષભાનન સ્વામી, આઠમા અનતવિર્ય સ્વામી, નવમા સુરપ્રભસ્વામી, દસમા વિશાળપ્રભ સ્વામી, અગીઆરમા વજ્રધર સ્વામી, બારમા ચદ્રાનન સ્વામી, તેરમા

ચંદ્રબાહુ સ્વામી, ચૌદમા ભુયંગદેવ સ્વામી, પંદરમા ઇશ્વર સ્વામી, સોળમા નેમપ્રભ સ્વામી સતરમા વીરસેન સ્વામી, અઢારમા મહાભદ્ર સ્વામી, ઓગણીશમા દેવયશ સ્વામી, વીશમા અજીતસેન સ્વામી, એવીસ મધ્યમ એકસોનેસાઠ અને ઉત્કૃષ્ટા એટલે વધારેમા વધારે હોયતો પાચ ભરત ને પાચ ઈરવત એ દશક્ષેત્રના મેળવીએ ત્યારે એકસોને શીતેર તિર્થંકર થાય છે. તે સરવે મારી તમારી સમે અમેની વદણા હજો તે સ્વામી મારા તમારા મનની વાત, ઘટ ઘટની વાત, અને સમેસમેની વાત જાણી દેખી રહ્યાછે તેઓમા અનંતુ જ્ઞાન છે, અનંતુ દર્શન છે, અનંતુ ચારિત્ર છે, અનંતો તપ છે, અનંતુ બળ છે, અનંતુ વીર્ય છે એ છ ગુણો કરી સહિત છે. ચોત્રીશ અતિશય કરી બિરાજમાન છે, પાત્રીશ સત્યવચન વાણી બોલનાર છે, એક હજાર આઠ ઉત્તમ લક્ષણના ધરનારછે, ચોસઠ ઇંદ્રના પુજનીક, અર્ચનીક અને વંદનીક છે, અઢાર દોષ રહિત છે, બાર ગુણે કરી સહિત છે, ચાર ઘનઘાતીકર્મ ક્ષય કર્યા છે, ચાર કર્મ પાતળા પાડયા છે, મુક્ત થવાના કામી થકા વિચરે છે, ભવ્યજીવના સંદેહ ભાગછે, સશરીરી, સજોગી, શુકળધ્યાની ને શુકળ લેશી, ચરમ શરીરી, કેવળજ્ઞાની ને કેવળદર્શની, યથાખ્યાતચારિત્રના ધરનાર છે, ક્ષાયક સમકીતી, પંડીત વીર્ય એ વગેરે અનંત ગુણે કરી બિરાજમાન છે સ્યા તમે સ્વામીનાથ ગામ, નગર, પુર, પાટણ, વીગેરે એક ગામથી બીજે ગામ વિહાર કરોછો, ત્યા

તમે જીનેશ્વર દેવરૂપ સુર્ય આગળથી ચાલોછો તમારી પાછળ ગણધર ચાલે છે. અને તેની પાછળ બીજા સર્વ સાધુ ચાલે છે

સ્વામી તમે પગ મુકો છો ત્યા લાખ પાખડી વાળા પદ્મ કમળનુ ફુલ થઇ આવે છે, અને તે પગ ઉપાડતાજ વીસરાળ થઇ જાય છે, નદીનાળા આવે ત્યા પાજ બન્ધાય છે, ખાડાખઇયા ને ટીબા ટેકરાવાળી જમીન સરખી થાયછે, કાટાઓ ઉધે મુખે થઇ જાય છે, સ્વામીજી તમે હજાગે ગાઉનો વિહાર કરીને જ્યા જ્યા બાગ બગીચામા વનપાલકની આજ્ઞા લઈ સમોસરોછો (પધારોછો) તે તે જગાથી સો સો ગાઉ સુધી મારી, મરકી, સ્વચક તથા પરચકનો ભય એ વીગેરે સાત અનિમાત્ર રહે નહી.

ગાઢુ મિથ્યાત્વ હોય ત્યા દેવતાઓ ત્રણ ગઢની રચના કરેછે, તેમા પહેલો રૂપાનો ગઢ ને સોનાના કાગરા; બીજો સોનાનો ગઢ ને રત્નના કાગરા, ત્રીજો રત્નનો ગઢ ને મણી રત્નના કાગરા. તે ગઢને ચાર દરવાજા છે એકેકે દરવાજે ચડવાના વીશ વીશ હજાર પગથીઆ છે સમોશરણને મધ્ય ભાગે ભગવાનથી બારગણો ઉચો અશોક વૃક્ષ થઇ આવે છે તેના ઉપર ધ્વજા પતાકા ફરકે છે તે વૃક્ષની નીચે સ્ફટક રત્નનુ સીહાસન થાય છે તે ઉપર બેસીને હે ભગવાન તમે સર્વ જીવને ધર્મનો ઉપદેશ આપોછો તે વખતે તમારા માથે ઉપરા ઉપર ત્રણ છત્ર થઇ આવેછે, ચોવીશ જોડ ચામર વીજાયછે માથામા અબોડાને ઠેકાણે

ભામડળ થઈ આવે છે તેના પ્રકાશથી તમારા ચાર મુખ દેખાય છે તમારા સમોસરણમા ઢીચણ પ્રમાણે પાચ વર્ણના ફુલથી વૃષ્ટિ થાય છે તે ફુલ દેવતાઓના બનાવેલા તેથી અચેત છે અને તેનો દેખાવ જળ તથા થળમા ઉપજેલી વનસ્પતિના ફુલ જેવો છે સમોસરણ ઉપર અધર આકાશમા દેવ દુદભી વીગેરે સાડાબાર ક્રોડ ગમે વાજા વાગે છે તેજ વખતે વનપાળક જઈ, રાજાદિકને ભગવાન પધાર્યા એવી વધામણી આપે છે ત્યારે રાજા વીગેરે તમારા દર્શન કરવા આવે છે તે વખતે બાર જાતની સભા ભરાય છે તેઓના નામ -ભવનપતિ,વાણવ્યતર,જોતષી ને વૈમાનીક,એ ચાર જાતના દેવતા ને ચાર જાતની દેવીઓ તથા મનુષ્ય ને મનુષ્યણી,તિર્યંચ ને તિર્યંચણી એ બાર હે નાથ ! તમારી વાણી અમૃત કરતા અનતગણી મીઠીને મધુરી છે તેથી સાભળનારનુ મન એકધ્યાન થઇ જાય છે તેને લીધે કોઇ પ્રાણી ને કોઈ પ્રાણી ઉપર વૈરભાવ રહેતો નથી એ સર્વ તમારા પુન્યપ્રતાપ ની નિશાની છે ધન્ય મહારાજા તમે ગામ,નગર, વીગેરે જ્યા જ્યા દેશના દઇ ભવ્ય જીવનુ તારણ કરતા થકા વિચરેછો ત્યા ત્યા સેઠ, સેનાપતિ વીગેરે ભવ્યજનો તમારી દેશના સાભળી કાન પવિત્ર કરતા હશે, મનના શશય દુર કરવા પ્રશ્ન પુછી જીભ પવિત્ર કરતા હશે, તમારા પવિત્ર ચરણમા મુસ્તક સહિત પાચે અગ નમાવી શરીર પવિત્ર કરતા હશે, તમારા પવિત્ર દર્શન કરીને નેત્ર પવિત્ર કરતા હશે, તમારા ગુણનુ

સ્મરણ કરીને હૃદય પવિત્ર કરતા હશો. આહાર પાણી વીગેરે લાયક પદાર્થનું દાન દઇ હાથ પવિત્ર કરતા હશે તે સર્વેને ધન્ય છે.

તમે સ્વામીનાથ ત્યા બિરાજેલા અમે આપ રાધી દીન કીકર અહીં બેઠા છીએ. આજના દિવસમા તમારા જ્ઞાન દર્શન ચારિત્ર તપ સબંધી અમારાથી કાંઇપણ અવિનય, આશાતના, અભક્તિ વીગેરે અપરાધ થયો હોય તો હાથ જોડી માનમોડી ભુલે ભુલે કરીને ખમાવુછુ. અહી ત્રણવાર તિખ્ખુતાનો પાઠ ભણી વદણા કરવી.

---

## બીજા ખામણા

બીજા ખામણા સિદ્ધ ભગવતજીને ખમાવુ છુ. તેમા ગઇ ચોવીશીનાં તિર્થંકરના નામ કહુ છુ.

પહેલા રૂષભદેવ સ્વામી, બીજા અજીતનાથ સ્વામી, ત્રીજા સભવનાથ સ્વામી, ચોથા અભીનદન સ્વામી, પાચમા સુમતિનાથ સ્વામી, છઠ્ઠા પદ્મપ્રભુ સ્વામી, સાતમા સુપાર્શ્વનાથ સ્વામી, આઠમા ચદ્રપ્રભુ સ્વામી, નવમા સુબુદ્ધિનાથ સ્વામી, દસમા શિતળનાથ સ્વામી, અગિયારમા શ્રેયાસનાથ સ્વામી, બારમા વાસુપુજ્ય સ્વામી, તેરમા વિમળનાથ સ્વામી, ચઉદમા અનતનાથ સ્વામી, પદરમા ધર્મનાથ સ્વામી, સોળમા શાતિનાથ સ્વામી, સતરમા કુથુનાથ સ્વામી, અઢારમા અરનાથ સ્વામી, ઓગણિસમા મલ્લીનાથ સ્વામી, વિશમા મુનિસુવ્રત સ્વામી, એકવિશમા

નમિનાથ સ્વામી, બાવિસમા નેમનાથ સ્વામી, તેવિસમા પાર્શ્વનાથ સ્વામી, ચોવિસમા મહાવિર સ્વામી. એ એક ચોવિશી આદિ લઇને ગયા કાળમા અનતી ચોવિસિ સિઝી બુઝી આઠ કર્મ ખપાવ્યા છે, તેમા પહેલુ જ્ઞાનાવર્ણિ કર્મ, બિજુ દર્શનાવર્ણિ કર્મ, ત્રિજુ વેદની કર્મ, ચોથુ મોહની કર્મ, પાચમુ આઉખા કર્મ, ૭ઠુ નામ કર્મ સાતમુ ગોત્ર કર્મ, આઠમુ અતરાય કર્મ, એ આઠ કર્મ ખપનાથી સિદ્ધપદ પામે કર્યુછે તે સિદ્ધક્ષેત્ર કયાછે?

આ સમ ભૂમિ પૃથ્વી થકી સાતસે ને નેઉ જોજન ઉચે તારામડળ છે તે ઉપર દસ જોજન ઉચે સૂર્યનુ વિમાન છે તે ઉપર એંસી જોજન ઉચે ચદ્રમાનુ વિમાન છે તે ઉપર ચાર જોજન ઉચે નક્ષેત્રના વિમાન છે તે ઉપર ચાર જોજન ઉચે બુધનો તારો છે તે ઉપર ત્રણ જોજન ઉચે શુક્રનો તારો છે તે ઉપર ત્રણ જોજન ઉચે બ્રહસ્પતિનો તારો છે તે ઉપર ત્રણ જોજન ઉચે મગળનો તારો છે તે ઉપર ત્રણ જોજન ઉચે શનીશ્ચરનો તારો છે અહી નવસે જોજન થયા તેમાથી ઉપરના એકસોને દસ જોજન જાડપણમા જોતીસી મડળ છે તે જોતિસી મડળ ઉપર અગ ખ્યાત જોજનની કોડાકોડ ઉચે પહેલો સુધર્મા અને બિજો ઇસાન એ બે દેવલોક જોડાજોડ અર્ધા અર્ધા ચદ્રમાને આકારે છે એ બે મળીને પૂર્ણ ચદ્રાકાર થાય છે એ બેમાથી પહેલામા બત્રીસ લાખ અને બિજામા અઠાવીસ લાખ વિમાન છે એ બે દેવલોકના સત્યાવિસસે જોજનના પ્રાસાદ ઊંચા છે એ બેમા અસ

ખ્યાતા દેવ દેવિઓ રહે છે. તેઓની કાયા સાત હાથ ઉંચી છે. [1] બે સાગરોપમનું આઊખુ છે. બે હજાર વરસે આહારની ઇચ્છા ઊપજે ત્યારે માત્ર અમૃતનો ઓડકાર આવે છે બે પખવાડિયે સ્વાસો સ્વાસ ઊંચો નિચો લે મુકે છે, તેટલેજ પખવાડિયે પાસુ ફેરવે છે (૨) તે ઊપર અસખ્યાત જોજનની ઉંચે ત્રિજો સનતકુમાર અને ચોથો મહેંદ્ર દેવલોક જોડાજોડ અર્ધા અર્ધા ચંદ્રમાને આકારે છે એ બે મળીને પુર્ણ ચંદ્રકાર થાય છે. એ બેમાથી ત્રીજામા બાર લાખ અને ચોથામા આઠ લાખ વિમાન છે, એ બે દેવલોકના છવીસસે જોજનના ભોંયતળીયા છે, તેમાં અસખ્યાતા દેવતા છે, પણ દેવી નથી તેઓની કાયા છ હાથ ઊંચી છે અને આઊખુ સાત સાગરોપમનુ છે. (૪) તે ઉપર અસખ્યાતા જોજનની કોડા કોડ ઉંચે પાચમો બ્રહ્મ દેવલોક એકેલો પુર્ણ ચંદ્રમાને આકારે છે તેમા ચાર લાખ વિમાન છે. તેનુ પચીસસે જોજનનુ ભોંય તળીયુ છે તેમા અસખ્યાતા દેવતા છે. તેની [illegible] હાથ ઊંચી છે અને આઉખુ [illegible] છે. (૫) તે ઊપર અસ[illegible] કોડા ઊંચે, છઠું લાન્તક દેવલોક [illegible] ચંદ્રમાને આકારે છે, તેમાં [illegible] વિમાન છે. તેનુ પચીસસે જોજનનુ [illegible] છે. તેમાં

---

[1] [illegible]

અસખ્યાતા દેવતા છે તેની કાયા પાચ હાથ ઉચી છે, અને આઉખુ ચૌદ સાગરોપમનુ છે, (૬) તે ઉપર અસખ્યાતા જોજનની કોડા કોડ ઉચે સાતમો મહાશુક્ર દેવલોક એકલો પુર્ણ ચદ્રમાને આકારે છે તેમા ચાળીશ હજાર વૈમાન છે તેનુ ચોવીસમે જોજનનુ ઓપતળીયુ છે તેમા અસખ્યાતા દેવતા છે, તેની કાયા ચાર હાથ ઉચી છે અને આઉખુ સતર સાગરોપમનુ છે ( ૭ ) તે ઉપર અસખ્યાતા જોજનની કોડા કોડ ઉચે આઠમો સહસાર દેવલોક એકલો પુર્ણ ચદ્રમાને આકારે છે તેમા છ હજાર વૈમાન છે, તેનુ ચોવીસમે જોજનનુ ઓપતળીયુ છે, તેમા અસખ્યાતા દેવતાછે, તેની કાયા ચાર હાથ ઉચીછે અને આઉખુ અઢાર સાગરોપમનુ છે (૮) તે ઉપર અસખ્યાતા જોજનની કોડા કોડ ઉચે નવમો આણત અને દશમો પ્રાણત એ બે દેવલોક જોડાજોડ અર્ધા અર્ધા ચદ્રમાને આકારેછે એ બે મળીને પુર્ણચદ્રાકાર થાય છે, તે ઉપર અસખ્યાતા જોજનની કોડાકોડ ઉચે અગીઆરમો આરણ ને બારમો અચુ દેવલોક જોડાજોડ અર્ધા અર્ધા ચદ્રમાને આકાર છે, એ બે મળીને પુર્ણ ચદ્રાકાર થાયછે, એ બે જોગના દેવલોકમાથી નવમા ને દસમામા ચારસે અને અગીઆરમા બારમામા ત્રણસે વિમાન છે, એ ચારે દેવલોકના તેવીસમે જોજનના ઓપતળીયા છે એ ચારમાથી એકેકામા અસખ્યાતા દેવતાછે તે સર્વની કાયા ત્રણ હાથ ઉચીછે અને આઉખુ નવમામા ઓગણીશ, દસમામા વીશ, અગીઆ-

ગ્મામા એકવીશ અને બારમામા બાવીશ સાગરો-પમનુ છે આ બારમા દેવલોકનો છેદ ગીતાજીનો છીન છે (૧૦) અહીંસુધી રાજનીતિ અને ચાકર ઠાકરનો વ્યવહાર છે, તદ્ ઉપરાત નથી. તે ઉપર અસ ખ્યાતા જોજન કોડાકોડ ઉચે નવ ગ્રૈવેક્ની ત્રણ ત્રિક ગાગરબેડાને આકારે છે તેમાથી પહેલી ત્રિકમા ભદ્રે, સુભદ્રે, સુજાએ, બીજી ત્રિકમા સુમણસે,સુદસણે, ને પ્રીયદસણે, ત્રીજી ત્રિકમા આમોહે, સુપડીબદ્ધે, ને જસોધરે છે. એ ત્રણ ત્રિક માથી પહેલીમા એકસો ને અગીઆર, બીજીમા એકસો ને સાત, અને ત્રીજીમા સો વિમાન છે. તે સર્વમા અસ ખ્યાતા દેવતાઓ તે સર્વની કાયા બે હાથ ઉચી છે. અને તેમનુ આઉખુ જુદુ જુદુ છે તેમાથી પહેલી શ્રીનેકમા ત્રેવીશ, બીજીમા ચોવીશ, ત્રીજીમા પચીશ, ચોથીમા છવીશ, પાચમીમા સતાવીશ, છઠીમા અઠાવીશ, સાતમીમા ઓગણ ત્રીશ, આઠમીમા ત્રીશ અને નવમીમા એકત્રીસ સાગરોપમનુ છે. તે ઉપર અસ ખ્યાતા જોજનની કોડાકોડ ઉચે પાચ અનુતર વિમાનછે. તેના નામ-વિજય, વિજયત, જયત, અપરાજીત, અને પાચમુ સર્વારથ સિદ્ધ, એ પાચમાથી એકેકાના એકવી ગસે જોજનના ભોયતળીયા છે. પહેલા ચાર વિમાનના દેવતાનુ આઉખુ જઘન એકત્રીશ અને ઊત્કૃષ્ટુ તેત્રીશ સાગરોપમનુ છે અને સર્વારથ સિદ્ધ-વિમાનમાં જઘન ને ઊત્કૃષ્ટુ તેત્રીશ સાગ-રોપમનુ છે પહેલા ચાર વિમાનના દેવતાની કાયા એક હાથની અને સર્વારથસિદ્ધના દેવતાની મુડા

હાથની ઊંચી છે

સર્વે દેવતાઓ કરતા આ સર્વારથસિદ્ધના દેવતાનુ સુખ અનતગુણુ વધારેછે તે દેવને તેત્રીશ હજાર વરસે આહારની ઇચ્છા ઊપજે ત્યારે શુભ પુદગલનો આહાર લે છે. તેત્રીશ પખવાડિયે શ્વાસો શ્વાસ ઊંચો નીચો લે મુકે છે અને તેટલેજ પખવાડિયે પાસુ ફેરવે છે. આ દેવતા પોતાની સેજમા સુતો સુતો મનસી જ્ઞાનથી મહાવીર સ્વામીને પ્રશ્ન પુછે છે, ત્યારે સર્વજ્ઞ ભગવાન પણ તેના મનોગત ભાવ જાણીને મને કરી જવાબ આપે છે તે દેવતા પોતાના જ્ઞાનથી દેશઉણા ચાદરાજ લોકની સ્થુળ રચના જાણે દેખે છે આ સર્વારથસિદ્ધ વિમાનના ગભારામા રત્નજડીત દેવતાઇ કારીગરી વાળો મનહર ચદરવો જડેલો છે તેના ફરતી રત્નની ઝાલર અને તોરણ વીગેરે ધણી શોભાછે ચદરવાની વચોવચ બમે ને તેપન મોતીનુ ઝુમર ઝુલે છે. તેમા વચલુ મોતી ચોસઠ મણનુ છે. તેના ફરતા ચાર મોતી બત્રીશ બત્રીસ મણના છે તેના ફરતા આઠ મોતી સોળ સોળ મણના છે તેના ફરતા સોળ મોતી આઠ આઠ મણના છે. તેના ફરતા બત્રીશ મોતી ચાર ચાર મણના છે તેના ફરતા ચોસઠ મોતી બબ્બે મણના છે તેના ફરતા એકસો અઠાવીશ મોતી એકેક મણનાછે એ સર્વે મળીને બસે ત્રેપન મોતીનુ ઝુમર છે તેને પુર્વે પશ્ચિમનો પવન લાગેછે તેથી તે મોતી એક બીજા સાથે અથડાય છે તેમાથી છરાગ, છત્રીસ રાગણી, સાતસુર, ત્રણગ્રામ ને ઓગણપચાશ તા

લની ફુન ઊછળે છે, અને તેની સાથેજ બત્રીશ બ ત નાટકનો દેખાવ થાય છે, તે જોઇને તે દેવ- તા આનંદ પામેછે તે દેવતા પુરણ પુન્યના ધણી છે. સિદ્ધના પાડોશીછે. એક અવતાર પછી સિદ્ધ થવાનાછે, સમારી જીવોમા તે દેવતા સુખી ગ- ણાયછે તે સર્વ દાન, શીયળ, તપ અને ઊપસમ ભાનથી ચોખું ચારિત્ર પાળનાના ફળભોગવે છે.

ઉપર બતાવેલા સર્વારથસિદ્ધ વિમાનના શી ખર ઉપર ફરકતી ધજા પતાકાથી બાર જોજન ઉંચે પ્રાગભાનાનામે પૃથ્વિ છે તે "સિદ્ધ સિલ્લા" કહેવાય છે. અને તેના બાર નામ છે. તે સિદ્ધ સિલ્લા ચિતા છત્રને આકારે છે. પીસ્તાળીશલાખ જોજન લાંબી ને પહોળી છે તેની એક કરોડ બે- તાળીશ લાખ ત્રીશહજાર બસે ને ઓગણ પચાશ જોજન ઝાઝેરી પરધી છે વચોવચ્ચ આઠ જોજન જાડી છે. તે પછી ઊતરતી ઊતરતી, છેડે જતા મા- ખીની પાખ કરતા પાતળી છે ઉજળી, નિર્મળ, ધોળા સોનાની છે તે જેવી કે ગાયનું દુધ, દડક રતન, રૂપાના પતરા, મોતીનો હાર, ક્ષીરસમુદ્રનુ પાણી અને તે પાણીના કણીઆરા તે કરતા પણ અનંતગુણી ઉજળી છે. એ સિદ્ધ સિલ્લા ઊપર એક જોજનના ચાર ગાઉ કલ્પીએ તેમાથી છેલા ગાઊના છઠ્ઠા ભાગમા લોકને આથે અલોકના નીચે સિદ્ધ ભગવાન એકત્રીશ ગુણે કરીને નિરંજન નિ- રાકાર બિરાજે છે તેમની ઉંચાઇ જઘન એક હાથ ને આઠ આગળ,મધ્યમ ચાર હાથ ને સોળ આ- ગળ, અને ઉત્કૃષ્ટી ત્રણસે તેત્રીશ ધનુષ્ય ને બત્રીશ

આંાળની છે તે સ્વામીને વરણ, ગંધ,રસ,સ્પર્શ,
કાયા, કર્મ, સંઘેણ, સંઠાણ, તથા જન્મ, જરા, મ
રણ વીગેરે શારીરીક,માનસીક ને મનસી એમાનુ
કોઇ પણ દુખ નથી કેવળ અનંત અનંત આ
ત્મિક સુખની લેહેરમા બિરાજે છે અમે અપનાવી
દીન કીંકર અહીં બેઠા છઈએ આજના દિવસમાં ત
માનજ્ઞાન દર્શન મ બધી અમારાથી કાંઈ પણ અવિ
નય,આશાતના,અભક્તિ વીગેરે અપરાધ થયો હોય
તો હાથ જોડી માન મોડી ભુજ્જો ભુજ્જો કરીને ખમા
વુછુ એમ કહી નમ તિખ્ખુતાના પાઠ ભણુના (૨)

---

## ત્રીજા ખામણા

કેવળજ્ઞાની મહારાજને ખમાવુછુ, તમે સ્વા
મીનાથ પંચમહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજોછો
ત્યાં જઘન એ કરોડ કેવળી અને ઉત્કૃષ્ટા હોય તો
નવ કરોડ કેવળી મહારાજ તે સર્વને મારી સમે
સમેની વન્દણા હજો તે સ્વામીનાથના ગુણ કેવા
છે? માન તમારા મનની વાત,ઘટઘટની વાત,અને
સમે સમેની વાત તથા ચૌદ રાજલોક અંજળીના
જળ પરમાણે જાણી દેખી રહ્યા છે અનંતુ જ્ઞાન,
અનંતુ દર્શન, અનંતુ ચારિત્ર, અનંતુ તપ, અનંતુ
બળ ને અનંતુ વિર્ય એ છગુણે કરી સહિત છે
ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યા છે ચાર કર્મ પાતળા
પાડ્યા છે મુક્તિ થવાના કામી થકા વિચરે છે
ભવ્યજીવના મંદેહ ભાગે છે સશરીરી,સજોગી,સુ
કલ ધ્યાની ને સુકળ લેશી, ચરીમ શરીરી કેવળ

આંગળની છે તે સ્વામીને વરણ, ગંધ, રસ, સ્પર્શ, કાયા, કર્મ, શરીર, આહાર, તથા જન્મ, જરા, મરણ વીગેરે શારીરીક, માનસીક ને મનરી એમાનુ કોઇ પણ દુખ નથી. કેવળ અનંત અનંત આત્મિક સુખની લેહેરમા બિરાજે છે. અમે આપ ત્રીદીન દીકર સાહી એવી રીએ આજના દિવસમા તમારા જ્ઞાન દર્શન સંબંધી અમારાથી કાંઇ પણ અવિનય, આશાતના, અભક્તિ વીગેરે અપરાધ થયો હોય તો હાથ જોડી માન મોડી ભુજો ભુજો કરીને ખમાવુ એમ કહી ત્રણ તિખ્ખુતાના પાઠ ભણવા. (૨)

---

## ત્રીજ ખામણા

કેવળજ્ઞાની મહારાજને ખમાવુ. તમે સ્વામીનાથ પંચમહાવિદેહ ક્ષેત્રને વિશે બિરાજોછો. ત્યા જઘન બે કરોડ કેવળી અને ઉત્કૃષ્ટા હોય તો નવ કરોડ કેવળી મહારાજ તે સર્વને મારી સમે સમેની વંદણા હજો. તે સ્વામીનાથના ગુણ કેવા છે? આપ તમારા મનની વાત, ઘટઘટની વાત, અને સમે સમેની વાત તથા ચૌદ રાજલોક અંજળીના જળ પરમાણે જાણી દેખી રહ્યા છે અનંતુ જ્ઞાન, અનંતુ દર્શન, અનંતુ ચારિત્ર, અનંતુ તપ, અનંતુ બળ ને અનંતુ વિર્ય એ ૬ ગુણે કરી સહિત છે. ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યા છે ચાર કર્મ પાતળા પાડ્યા છે મુક્તિ થવાના કામી થકા વિચરે છે ભવ્યજીવના સંદેહ ભાગે છે સશરીરી, સજોગી, સુકળ ધ્યાની ને સુકળ લેશી, ચરીમ શરીરી કેવળ

જ્ઞાની ને કેવળ દર્શની, જથાખ્યાત ચારિત્રી, ક્ષાયક સમકિતી, પંડિત વિર્ય એ વિગેરે અનંત ગુણે કરી બિરાજમાન છો. ધન્ય! તમે સ્વામિનાથ ગામ, નગર, પુર, પાટણ વિગેરે જીહાં જીહાં દેશના દઇ ભવ્ય જીવોનું તારણ કરતા થકા વિચરોછો તિહાં તિહાં શેઠ, સેનાપતી વિગેરે ભવ્ય જીવો તમારી દેશના સાંભળી કાન પવિત્ર કરતા હશે એ વિગેરે સર્વે શબ્દો પહેલા ખામણાની રિતે કહીને દેવટ ત્રણવાર તિખ્ખુતાના પાઠ મુજબ વંદન કરવું (૩)

## ચોથાં ખામણાં

ચોથા ખામણા પાંચ ભરત, પાંચ ઇરવન્ત, પાંચ મહાવિદેહ, એ ૫૬૦ કર્મભૂમીના ક્ષેત્રમાં ગણધરજી બાવન ગુણે કરીને સહિત છે. આચાર્યજી છત્રિસ ગુણે કરીને સહિત છે. ઉપાધ્યાયજી પચવિસ ગુણે કરીને સહિત છે. સાધુજી સત્યાવિસ ગુણે કરીને સહિત છે, તે સર્વે માધ સાધવિજી જઘન બે હજાર ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ હજારક્રોડ છે તેમને મારી સમેસમેની વંદના હજો. તે સ્વામીનાથ પાંચ મહાવ્રતના પાળનાર છે, પાંચ સુમતિ ને ત્રણ ગુપ્તિના પાળનાર છે, છકાયના પિયર ને છકાયના રખવાળ છે, સાત ભયના ટાળનાર ને આઠ મદના ગાળનાર છે, નવ વાડ વિશુદ્ધ સિયળ વ્રત્તના પાળનાર ને દસ વિધ જતિ ધર્મના અજવાળિક છે, અગિયાર શ્રાવકની પડિમાના જાણ ને બાર ભિખ્ખુની પડિમાના આદરનાર તથા

બારભેદે તપાામના કરનાર છે, તેર કિરીયાના જાણ
ને ચઉદ ભેદે જીવની રક્ષાના કરનાર છે, સતરભેદે
સંજમ ને અઢાર બોલ અખંડના પાળનાર છે,
બાવિસ પરિસાના જિતનાર છે,સત્યાવિસ સાધુજીના
ગુણે કરી સહિત છે તેત્રીશ આસાતનાના ટાળનાર
છે, બેતાળિસ, સુડતાળિસ, ને છન્નુ દોષ રહિત આ
હાર પાણીના લેનાર છે, બાવન અનાચરણ દોષના
ટાળનાર છે, સચેત અકલ્પતી વસ્તુના ત્યાગી અને
અચેત કલ્પતી વસ્તુના ભોગી છે, કંચન, કામની
તથા માયા મમતાના ત્યાગી છે એ વિગેરે અ
નેક ગુણે કરીને સહિત છે ધન્ય ! તમે સ્વામીનાથ
ગામ, નગર, પુર, પાટણના વિષે ભવ્ય જીવોનું
તારણ કરતા થકા વિચરોછો અમે અપરાધી દિન
કિંકર ગુણહિન અહિં બેઠા છીએ આજના દિવસમાં
તમારા જ્ઞાન દર્શન ચારિત્ર તપ સંબંધી કાંઇપણ
અવિનય આસાતના, અભક્તિ, અપરાધ કર્યો
હોય તો હાથજોડી માનમોડી ભૂજો ભૂજો કરી
ખમાવુંછું એમ કહી ત્રણ વાર તિખ્ખુતાના પાઠ
મુજબ વંદન કરવું (૯)

---

## પાચમા ખામણા, ઉપકારી ગુરૂગુરૂણીના છે

પાચમા ખામણા મારા તમારા ઉપકારી ધર્મ
ગુરૂ ધર્મ આચાર્યજી, ધર્મ ઉપદેશના દેનાર, જ્ઞાન
અક્ષરના દાતાર, સમકીત બોધ બિજના દાતાર,
સારરૂપ (સેતખાના) બ દિખાનાથી છોડાવનાર,
તરણ તારણ, ભૂલેલા પ્રાણિને ધર્મનો માર્ગ બતા

વી અનેક ઉપકાર કરનાર, એ વિગેરે અનેક ગુણે બિરાજમાન હતા તે પુજ્ય માહેબજી શ્રી

સ્વામીજી આદિ પુજ્ય સાહેબજી શ્રી

સ્વામી સુધી સર્વ સાધુજી સાધવીજી આળોવી પડિકમી, નિદી, નિ સલ્ય થઇ દેવલોકમા વર્તમાન વાસ કર્યા છે તેમનો ઉપકાર ઘણો વર્તે છે હાલ કાળે તેમના ગચ્છની પરંપરા પરમાણે વિચરનાર તરણ તારણ સઘ સિરોમણી ગચ્છનાયક વિરે અનેક ગુણે કરી બિરાજમાન પુજ્ય મહારાજશ્રી સ્વામીજી તથા તેમની આજ્ઞા પરમાણે વિચરનાર સાધુજી સાધવીને મારી સમે સમેની વદના હુજો. તે સ્વામીજી પચ મહાવ્રત્તના પાળનાર છે, પાચ સુમતિ ને ત્રણગુપ્તિના પાળનાર છે, છકાયના પિયર, છકાયના રખવાળ છે, સાતભય ને આઠ મદના ગાળનાર છે, નવ વાડ વિશુદ્ધ શિયળ વૃત્તના પાળનાર ને દસ વિધ જતિ ધર્મના અ જવાળીક છે, અગીયાર શ્રાવકની પડિમાના તથા બાર ભિખુની પડિમાના જાણછે; બારભેદે તપસાના કરનાર છે ( તે પછીતુ સર્વ ચોથા ખામણામા કહ્યા મુજબ કહીને છેવટ ત્રણ વાર તિખ્ખુતાના પાઠ મુજબ વદન કરવુ )( ૫ )

---

## છઠ્ઠા ખામણા.

છઠ્ઠા ખામણા,અઢીદ્વિપ માહે અને અઢી દ્વિપ બહાર એ બેમા મળીને અસ ખ્યાતા શ્રાવક શ્રાવિકા છે તે સર્વને ખમાવુ છુ.તે શ્રાવક શ્રાવિકાજી સમકીત

પર્વક જ્ઞાનસહિત બારવ્રતના ધરનાર ને અગીયાર પડિમાના આદરનાર છે, જીવ અજીવ વિગેરે નવ તત્વનુ સ્વરૂપ જાણેછે, દ્રઢધર્મિ, પ્રિયધર્મિ, હાડને હાડની મિંજાએ ધર્મનો ર ગ લાગ્યો છે, તેથી કોઇના ડગાવ્યા ડગતા નથી, ચળાવ્યા ચળતા નથી, પન્નર પરવગ બરોબર જાણે છે, પર સ્ત્રી મા બેન જાણે છે,તેમજ પર પુરૂષ ભાઇ બાપ સમાન જાણે છે, દુર્બળ, દુ ખી, નિરાધાર, લુલા, પાંગળા, અ ધ, તથા અનાથ પ્રાણીનુ રક્ષણ કરનાર છે, બે ટંક સામાયક પ્રતિક્રમણ કરનાર તથા મહિનામા છ પોસહ કરી પવિત્ર થનાર છે એ વિગેરે અનેક ગુણે કરી સહિત છે. તે મારાથી તમારાથી દાને,શિયળે, તપે, ભાવે તથા ગુણે કરી અધિક છે તે સર્વને નમસ્કાર પૂર્વક ભુજો ભુજો કરી ખમાવુ છુ (૬)

( છ ખામણા સમાપ્ત. )



હવે અહિં ઉભા થઇ ગુરૂ અથવા ગુરૂણીને અગર તે હાજર ન હોયતો મહિ સ્વામિને ત્રીજી મહીન વંદન કરવુ તે પછી ઉભા રહી નિચે મુજબ વિધિ પાઠ ભણવો



## સામાન્યથી લખચોરાશી પાસે ક્ષમા માગવાવિધે

સાધુજીને ખમાવ્યા, સાધવિજીને ખમાવ્યા, શ્રાવકજીને ખમાવ્યા, શ્રાવિકાજીને ખમાવ્યા, સમકીત દ્રષ્ટિ જીવને ખમાવ્યા, મારા ઉપકારી ગુરૂ ગુણીને ખમાવ્યા હવે સમુચે ચોરાશી લાખ જીવાજોનીના જીવને ખમાવુ છુ.

**વેશાડિ રાગમાં.**

તે મુજ મિચ્છામી દુક્કડ, અરિહતની માખ
જે મે જિવ વિરાધિયા, ચોરાસિ લાખ તે મુજ મી ૧
સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય,
સાત લાખ તેઉકાયના, સાતે વળિ વાય તે મુજ મી ૨
દશ લાખ પત્તેક વનસ્પતી, ચઉદ લાખ સાધારણ
બિ, તિ, ચઉરિદ્રિય જીવની, બે બે લાખ વિચારણ તે ૩
દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકારી
ચઉદ લાખ મનુષ્યની, એમ લાખ ચોરાસી તે મુજ ૪
ઇણ ભવે પરભવે સેવિયા, જેહ પાપ અઢાર,
ત્રિવિધે ત્રિવિધે કરી પરહર્યા, જાણી દુખ દાતાર તે ૫

**ઉપરની રીતે ચોરાશી લાખ જીવાજેનીના જીવોને આજના દિવસમા હાલતા, ચાલતા, બેસતા, ઉઠતા, ભંડાપગરણ લેતા, મેલતા, પુજતા, પડિલેહણ કરતા, જાણતા, અજાણતા, મન, વચન ને કાયાએ કરીને મારે જીવે હણ્યા હોય, છેદ્યા હોય, ભેદ્યા હોય, દ્રવ્યપ્રાણ ભાવપ્રાણ દુખની, પરિતાપ ઉપજાવીને કિલામના કરી, ત્રાસી ને રૂડુ જાણ્યુ હોય તો તે સર્વે પાસે વારવાર નમ્ર ભાવથી ક્ષમા માગી મિચ્છામિ દુક્કડ કરૂ છુ.**

ઉપરની રીતે બોલીને તે પછી વિધી સહીત ખે ખ્રામિ ક્ષમાશ્રમણ આપુ.

**ઈતી ચોથા આવશ્યક સપુર્ણ. ( ૪ )**

---

હવે ઉભા થઇ વિધી વદન પૂર્વ પાચમા આવશ્યકની આગ્યા માગવી

**પાંચમો આવશ્યક.**

**"દેવસી પ્રાયશ્ચીત વિસુધનાર્થં કરેમી કાઉ**

સગ્ગ ” એટના શબ્દ બોલ્યા પછી “નમોઅરી પાર, કરેમી ભતે સામાયકનો પાઠ, ઇછામી ઠામી કાઉસગ્ગનો પાઠ અને તસ્સઉતરીનો પાઠ એ સર્વ ભણીને કાયોત્સગમા ધર્મધ્યાન ચિંતવન કરવુ તે ન આવડે તો ચાર લોગસ્સના ગુણ કિર્તનનુ ચિંતવન કરવુ પુણ્ યએથી મન સાર્ નમો અરિહંતાણ કહી ધ્યાનથી છુટા થવુ તે ઉપર એક લો ગસ્સ ભણવો તે પછી બે ઇછામી ક્ષમાશ્રમણ કહેવા ઇતિ પાચમો કાયોત્સર્ગ આવશ્યક સપુર્ણ. (૫)

## છઠ્ઠો આવશ્યક

હવે “છઠ્ઠાઆવશ્યક અર્થે પચ્ચખાણ કરૂ છુ” એમ કહી ઉભા થવુ આસન છોડી ગુરૂ અથવા ગુરૂણીના ચરણ પાસે હદમા ઉભા રહી વિધિ વદન કરીસુખ સમાધી પૂછ્યા પછી ચઉવ્વાહાર વિગેરે ઇચ્છા નિરોધ પચ્ચખાણ કરવા તે કરવા પછી વદન કરી યત્ના સહિત પોતાના આસન ઉપર ઉભા રહી સર્વ સ્વધર્મી સામે હસ્તાંજળી જોડી નમ્ર ભાવથી મધુર અવાજે બોલવુ કે “આજના દિવસમા તમારી-સાથે, મારાથી જાણતા અજાણતા કાઇપણ રાગ દ્વેશ પૂર્વક વૈરભાવ બંધાયો હોયતો ક્ષમાભાવથી માફ કરશો” એમ કહી સર્વ સામે સિરસા નમન પ્રણામ કરવુ તે પછી જેમના તેમ ઉભા રહી નિચે મુજબ છ આવશ્યકની વિશેષ આલોયણ કરવી

## છેવટ છ આવશ્યકની આલોયણ

સામાયક એક, ચઉવિસથ્થો બે, વંદના ત્રણ, પ્રતિક્રમણ ચાર, કાયોત્સર્ગ પાચ અને છઠ્ઠા પચ્ચખાણ, એ છ આવશ્યક અવસ્ય કરવા યોગ્ય જાણી કર્યા, તેમા કાનો, માત્રા, અનુસ્વાર, વિસર્ગ,

હ્રસ્વ, દિર્ધ, અક્ષર, શબ્દ, પદ, ગાથામાં ઓછુ અધિક ને વિપ્રીત ભણાયુ હોય તો મિછામિ દુક્કડ.

## હવે પાંચ પડીક્રમણાની આળોયણ

[1]મિથ્યાતનુ પડિક્રમણુ કર્યું, [2]અવ્રતનુ પડિક્રમણુ કર્યું, [3]પ્રમાદનુ પડિક્રમણુ કર્યું, [4]કષાયનુ પડિક્રમણુ કર્યું,[5]અસુભજોગનુ પડિક્રમણુ કર્યું એ સર્વે મળીને બાલિ બોલનુ પડિક્રમણુ કર્યું. એ પાચે પડિક્રમણા સુન્ય ઊપયોગથી પડીક્રમ્યા હોય તો મિછ્છામી દુક્કડ.

હવે ગયા કાળનુ પડિક્રમણુ કર્યું, વર્તમાન કાળમા સવર આદર્યો, અને આવતા કાળસબધી પચ્ચખાણુ કર્યા છે તેમ છતા જે કોઈ અતિકરમ, વ્યતિકરમ, અતિચાર,અનાચાર એ ચાર દોષમાથી જાણુતા અજાણુતા મન વચન ને કાયાથી દોષ લાગ્યો હોય તો મિછ્છામી દુક્કડ. સમ,સવેગ,નિરવેગ, અનુકંપા ને આસ્તા એ શુધ્ધસમ્યકત્વની સત્ય શ્રદ્ધા છે અને અસત્યનો ત્યાગ છે. એમ કહી નિર આસન સહિત બેસીને સિદ્ધ અરિહત તથા ઊપકારી ગુરૂ એ ત્રણુના ગુણુ કિર્તન અર્થે ત્રણ નમોથુણુ ભણુના.




---

1 મીથ્યાત્વ 25 2 અવ્રૃત 12 3 પ્રમાદ 5 4 કષાય 25 5 અસુભ જોગ 15

# છ આવશ્યક પ્રશ્નોત્તર કુસુમાવળી.

પ્રિય વાચનારા ! તત્વ અભ્યાસથી સંતોષ ઉત્પન્ન થાય છે, તોપણ વધારે સંતોષ ઉત્પન્ન કરવાની ખાતર તત્વ અભ્યાસી લગતા જે સવાલ કર્યું તેનો સંતોષકારક ખુલાસો સેહેલા શબ્દોમાં લખું છું

## " નમોકાર વિષે "

સવાલ ૧ લો,—પંચ પરમેષ્ઠી પદની આદિમાં "નમો" શબ્દ શા કામનો છે?

ઉત્તર—એ શબ્દ નૈપાતિક વચન છે તેના આધારે દ્રવ્યથી પાંચ અંગ, અને ભાવથી શુદ્ધ મનના જોગો મકાયેલો અર્થાત્ નમાવવા રૂપ ક્રિયા કરવી તેને કહેવાય છે, કેમ કે નમસ્કાર વિગેરે, કરણના હોય ત્યાંસુધી નમસ્કાર થતો નથી તે માટે શાસ્ત્રકાર કહે છે કે —

" नेवाइयं पय दव्य भाव, संकोयण पयत्थो '

ઇતિ વચનાત્

સવાલ ૨ જો,—એવો નમન કોને કરવો?

ઉત્તર—અરિહંતાદિક પંચ પ્રભુઓને

સવાલ ૩ જો,—અરિહંત શબ્દમાં કેટલા શબ્દનો સમાવેશ થાય છે?

ઉત્તર—ત્રણનો અરહંત અરિહંત ને અરૂહંત

સવાલ ૪ થો,—એવા ઉપનામો આપવાની મતલબ શું?

ઊત્તર—"અર્હંતી' એટલે જે ॥ અટ પ્રાપ્તિ હાર્યાદિ સર્વે અતિશય પુજાના યોગ્ય છે તે જેમકે—

**" अरहांति वंदण नम, सणाइ अरहांति पूयसक्कार,**
**सिद्धि गमणच अरहा, अरहंता तेणवुच्चंति**

ઇતિ વચનાત્ "બીજો અરિહંત શબ્દ" આત્મારૂપ અનંત પ્રકાશવાળા સૂર્યમંડળને અદૃશ રાખનાર વાદળ સમાન એવા આઠ કર્મરૂપ શત્રુઓ છે તેને હણવાથી કહેવાય છે તે જેમકે—

**"अट्ठविहं पि अकम्म, अरिभूय होइ सयल्ल जीवाण**
**त कम्म मरिहंता, अरिहंता तेणवुच्चंति ,**

ઇતિ વચનાત્ "ત્રીજો અરૂહંત શબ્દ" કર્મરૂપ બીજના ક્ષયપણાથી હવે પછી ફરી જન્મરૂપ અંકુરો રોપાય તેમ નથી, તેથી કહેવાય છે તે જેમકે—(અનુષ્ટુપ)

**" दग्धे बीजे यथा त्यत, प्रादुर्भवतिना कुर ,**
**कर्म बीजे तथा दग्धे, नरोहतिभवा कुर ,,**

ઇતિ વચનાત્

**સવાલ ૫ મો**—ઉપરના ગુણ નિસ્પન્ન નામવાળા ભગવાનને નમવાનો હેતુ શું છે?

**ઊત્તર**—ભવરૂપી અઘન[1] વનમાં ભ્રમણ કરવાની ભિતિ રાખનાર ભાવિક ભવ્યોને, અનુપમ પ્રમોદદાયક શીવપુર નગરનો માર્ગ બતાવવા રૂપ જેઓમાં પરાપમારપણું છે તેઓનું નમન પુર્વક સંકેત[2] વર્ણથી ધ્યાન કરવું એ હેતુ છે (૧)

**સવાલ ૬ ઠો**—બીજું મંગળ કયું છે?

**ઊત્તર**—સિદ્ધ "नम सिध्धेभ्य" સિદ્ કહેતા અનાદિકાળથી બાંધેલો કર્મ રૂપ કાષ્ટનો ભારો, તે શુકલધ્યાન

---

૧ અજ્ઞાન અંધકારથી ભરેલો ૨ સંકેત રંગની માળા અને જીવ તત્વનો સમય લેઈને જપ કરવો

રૂપ અગ્નિથી "ध्मात" કહેતા ધમ્યો અર્થાત્ બાળી ક્ષય કર્યો તેથી સર્વે સિદ્ધ કીધો તેવા સિદ્ધાત્મા પ્રતે નમન કરવો તે જેમકે—

"ध्मातं सितंयन पुराणकर्म,
योवागतो निर्वृति सौधमूर्ध्नि,
ख्यातोऽनु शास्ता परि निष्टितार्थो,
य सोऽस्तु सिद्ध कृतमंगलोमे"

ઇતિ નીરૂક્તી વચનાત્

સવાલ ૭મો—એવા સિદ્ધ પરમાત્માને નમવાનો હેતુ શુ?

ઊત્તર—અવિનાશી અનંત ચતુષ્ક એટલે જ્ઞાનાદિ રત્નત્રય તથા વિર્ય એવા સર્વોત્તમ ચાર ગુણ યુક્ત છે તેથી સ્વ વિષય પ્રમોદ પ્રકર્ષે ઉત્પત્તિએ કરી પરમ આનંદમા સ્થિત છે તેઓજ આનંદ અપ ઝીવોને ઉત્પન્ન કરાવવાના મહા ઉપકારી છે તેથી નમન પૂર્વક ઊભરા રૂપ એવા ગુણ [1] વસ્તુથી તેઓનુ ધ્યાન કરવુ એ હેતુ છે (૨)

સવાલ ૮ મો—ત્રીજું પગળ શુ?

ઊત્તર—આચાર્ય "नम आचार्येभ्यः" અર્થાત્ હદ મર્યાદા પૂર્વક વિનયાદિ છત્રીસ છત્રીસી રૂપ ગુણોમા "चयते" કહેતા પ્રવેશ કરી તેનું સેવન કરે છે અર્થાત્ ઉપદેશ દ્વારાએ જીનજ્ઞાન પ્રદીપ્ત કરે છે તેથી ભાવિક ભવ્ય જીવો તેઓ પ્રતે સેવે છે તે જેમકે—

"सुत्तत्थविऊ लखण, जुत्तोगच्छस्स मेढीभूयय
गणत्तत्ति विप्प मुक्को, अथ्थ आणइ आयरिहन"

ઇતિ વચનાત્,

સવાલ ૯ મો—એવા આચાર્યને નમન કરવાનો શુ હેતુ છે?

---

[1] સાત્વીમાળા તથા અક્ષીતત્વના સમયમા જપ કરવો

ઊત્તર—જ્ઞાન, વૈનય્ય, પાચ આચારનો ઉપદેશ કર વાથી કેટલાએક ભન્ય જીવો સમકીત, દેશવ્રત, અને સર્વ વૃત્ત પ્રાપ્ત કરી સાધક કરે છે, એવા મહા ઉપકારપણાના સબધથી નમન પુર્વક સુવર્ણ જેવા પીળા[1] વર્ણથી તેઓનુ ધ્યાન કરવુ એ હેતુ છે ( ૩ )

સવાલ૧૦ મો—ચોથુ મગળ કયુ ?

ઊત્તર—ઉપાધ્યાય "नम उपाध्यायेभ्य" તેમા ( उप ) કહેતા પાસે રહેતા તથા પરોણા આવેલા સાધુ પ્રતે (अध्य य) કહેતા સુત્રાર્થનુ અધ્યયન કરાવતા રૂપ જે ઓમા ગુણ છે અથવા જેઓની સમીપે આવીને ( अधयते ) કહેતા ભણી શકાય છે વળી (उव) કહેતા ઉપયોગ અને ( झा ) કહેતા ધ્યાન એવી બે શક્તિ યુકત હોવાથી ઉપાધ્યાય કહેવાય છે અથવા ( उ ) કહેતાં ઉપયોગ પુર્વક ( प ) પાપ મુક્ત થવા ( झ ) કહેતા ધ્યાનરૂપ શક્તિવાળા છે એવા ગુણ નિરપજ અનેક અર્થ વાળા ઉપાધ્યાય સુત્રાર્થ રત્નોથી ભરેલા છે તે જેમકે—

"बारसगो जिणखाउ, सज्झाउ कहिन बुहेहिं,
तउवइ संत्तिजम्हा, उवज्झाया तेण बुच्चंति"

ઇતિ વચનાત્

સવાલ ૧૧ મો—એવા ઉપાધ્યાયને નમન કરવાનો હેતુ શુ ?

ઊત્તર—ઉત્તરોતર પરમપરાથી પ્રાપ્ત કરેલા જીન પ્રવચન તેનું (अध्ययन) કહેતા પઠન કરાવે છે તેવા મહા ઉપકારી ઉપાધ્યાયનું નમન પૂર્વક મરકત મણી જેવા લીલા[2] વર્ણથી તેઓનુ ધ્યાન કરવુ એ હેતુ છે ( ૪ )

---

[1] પૃથ્વી તત્વના સમયમા પીળા રગની માળાથી ધ્યાન કરવુ
[2] વાયુ તત્વના સમયમા લીલારંગની માળાથી ધ્યાન કરવુ

હોય તેનું તથા સાધુ અને શ્રાવકોના ધ્યાન મૌન વીગેરે જિનાજ્ઞારૂપી ૨૫ આચાર માગ છે, તેની વિરાધના થાય, તે આગાતિક્રમ દોષ છે એવા બે માર્ગે જઇ આવ કરતાં લોપેના હતમાં લાગેલા દોષથી નિવૃત્ત થવાની મદદ કરે છે

સવાલ ૧૮ મો—એ પાઠની અંતે "મિચ્છામિ દુક્કડં' છે તેના દરેક અક્ષરથી શું કહ્યા ઇચ્છેછે

ઊત્તર—એ ૭ અક્ષરનો ઉચ્ચાર કરતા એવો સંકલ્પ કરવા કહ્યું છે કે (મિ) થકી મારું મિથ્યા અભિમાન જાઓ (ચ્છા) થકી મને લાગેલા પાપને ઢાંકુ (મિ) થકી મર્યાદામાં રહુ (દુ) થકી પાપકારી આત્માને દુગછુ (ક્ક) થકી કરેલા પાપને (ડં) થકી દહન કરુ, બાળુ અથવા ઉપશમ કરુ 'एग्रो मिच्छामि दुक्कड' અર્થાત્ મિચ્છામિ દુક્કડના પદનો અક્ષરાર્થ સમાપ્ત કરી થાય છે

સવાલ ૨૦મો—એવા મિચ્છામીદુક્કડ કેટલા હોય છે ? તે કેવી રીતે ?

ઊત્તર—અઢાર લાખ ચોવીસ હજાર એકસોને વીસ, તે એવી રીતે કે જીવના (૫૬૩) ભેદો અભીહીયા વિગેરે વત્તેરીઆ સુધીના દસ બોલ સાથે ઠરી ગુણતાં જે આંક થાય તેને રાગદ્વેષ સાથે બમણો કરવો, તેને ત્રણ જોગ સાથે ત્રીગુણો કરવે, તેને ત્રણ કરણ સાથે ત્રીગુણો કરવો તેને ત્રણ કાળ સાથે ત્રીગુણો કરવો તેને અરિહંત, સિદ્ધ, કેવળી સાધુ, ગુરૂ અને સ્વઆત્મા એ ૭ સાક્ષી સાથે ૭ ગુણા કરતા પુર્ણાંક થાય છે

સવાલ ૨૧ મો—એ પાઠમાં ચાપદ કેટલી અને તે શા ઉપયોગમાં આવે છે ?

ઊત્તર—સાતછે તેમાંથી પહેલી પાપની આલોચણ

મિમર કરવા, બીજી અમિમાર કરેલી વસ્તુો યાદ રાખવાને કારણે, ત્રીજી ઓધીક પાપને યાદ કરવાના હેતુએ, ચોથી સવિસ્તર પાપો યાદ કરવાના હેતુએ, પાચમી સમસ્ત જીવોને સમૃદ્ધીને યાદ કરવા, છઠી જે જીવોથી લાગેના પાપ તેને યાદ કરવા, સાતમી જેવે પ્રમરે જીવોની વિરાધના થઇ હોય તેને યાદ કરવા અર્થે છે

---

## 'તસ્સ ઉત્તરી વિષે'

સવાલ ૨૨ મો—ધર્મક્રિયા કરતા તસ્સ ઉતરીની વિધિથી શુ કરવા ઇચ્છોછે ?

ઊત્તર—ઇરિયાવહી મુજબ જે પાપ કરીો નિવૃત થયોછુ તેથીપણુ ઉતર કહેતા વધારે નિવૃત થવાની ઇચ્છાએ કાયોત્સર્ગની વિધિ કરવા

સવાલ ૨૩મો—કાયોત્સર્ગ કરવા યોગ્ય કેમ થવાય ?

ઊત્તર—ગુરૂ પાસે આલોયણ કરીને પ્રાયશ્ચિત કરવાથી

સવાલ ૨૪ મો—પ્રાયશ્ચિત શુ કહેવાય ?

ઊત્તર—પાપનુ છે૦ કરવા અર્થે દંડ કહેતા ગુરૂ કહે તે તપ કરવો, અને તે કરવાથી ચિત્ત એટલે મન તથા આત્મા શુદ્ધ થાય છે તેનુ નામ પ્રાયશ્ચિત છે

સવાલ ૨૫ મો—એવુ પ્રાયશ્ચિત કોણ કરે છે ?

ઊત્તર—વીસોહી કહેતા આત્માો શુદ્ધ કરવા ઇચ્છે, તે કરી શકે છે

સવાલ ૨૬ મો—એવી ઇચ્છાવાલો કેમ ઓળખાય ?

ઊત્તર—વીસલી કહેતા જેનું મા ત્રણ શલ્ય વગરનું પવિત્ર હોય છે, તેને શુદ્ધ આત્મા સમજવો

સવાલ ૨૭ મો—ઉતરી કરણુ વીગેરે ચાર હેતુ અ

ત્સર્ગની હદ કરવા, પાચમી રત્ન સ્વરૂપમા તદ્રુપ થવા અર્થે છે, એવો કાયોત્સર્ગ અનત પાપના પુન્જનો ક્ષય કરે છે

---

## 'લોગસ્સ વિષે'

સવાલ ૩૩મો—મયોત્સગ ધ્યાનથી છુગ થવા પછી, તિર્થંકરનુ સ્તવન કરવાની શી મતલબ છે?

ઊત્તર—તેઓનો મહા ઉપકાર માનવા અર્થે છે કેમકે પોતાના સાર્થક માટે જે જે ધમ ક્રિયાઓ કરવા યોગ્ય થવુ તેને સર્વ યોગ્યતા તેમના પ્રવચનના આધારથી છે, તેથી તેઓનુ સ્તવન કરવુ

સવાલ ૩૪ મો—તેઓને કેવળી કેમ કહો છો?

ઊત્તર—કેવલિન કહેતા જેઓને પુર્ણ જ્ઞાન પ્રાપ્ત થયુ છે, તેમાજ લીન છે, તેથી તે કહેવું યોગ્ય છે અને તે શબ્દથી માત્ર જ્ઞાનાતિશય સુચવ્યો છે

સવાલ ૩૫ મો—તેઓને તમે ધર્મ તિર્થ કરનાર તથા જીન કહોછો તેનું શુ કારણ?

ઊત્તર—તેઓનો ધમએટલે સ્વશક્તિરૂપ સ્વભાવ તે તે સ્વભાવ વડે ભવ સમુદ્રનો તીર એટલે કિનારો અર્થાત્ પરમપદ પ્રાપ્ત કર્યું છે તેમજ તેઓનુ અનુકરણ કરનાર પણ તેઓનુ સ્વરૂપ પ્રત્યક્ષ કરીને, તેઓ પણ કિનારા તરફ જઇ શકે છે વળી બીજી રીતે એમ પણ છે કે—ધમતિર્થંકરાન કહેતા જેઓને ધર્મરૂપ તિર્થ કરવાનો સ્વભાવ છે તેમા અવતો સમાવેશ થાય છે, તેના આહક ચાર તિર્થ છે ને એોની વચ્ચે સર્વ ભાષા પરિણામે વાણીથી ધર્મ તિર્થ પ્ર વર્તાવે છે, તેથી ધર્મ તિર્થ કરતા છે ઉપરના શબ્દમા પ્ર જીના પુ તનિશય તથા વચનાતિશયનો સમાવેશ થાય છે

સવાલ ૩૬ મો—એ બે શબ્દ પછી ગાજ શબ્દ કેમ કહ્યા છે ?

ઊત્તર—ઉપરની રીતે જેઓમા જ્ઞાન પુજન ને વચના તિશય છે, તેઓએ રાગ દ્વેષ પણ ઉનેષ્ટ કીધાછે, તે તેનો ચોથો અપાયાપગમાતિશય છે એ ચાર અતિશય ગુણ પુરસ્નું ચિંતન કરવુ તે સર્વોત્તમ છે

સવાલ ૩૭ મો—શબ્દોચાર કરતા પદ ભજનનો અર્થ કઈ રીતે થાય છે ?

ઊત્તર—બે રીતે તેમાં પહેલો સામાન્ય અર્થ જે કે સર્વે લાગુ પડે છે તે જેમકે "ઉષભ કહેતા "વૃષભ થાય છે તેમાથી ફરતી કરેના ગમનતિ અર્થાત્ પરમપદ પ્રતે જાય છે, તેથી ઋષભ કહીને બોલે અને બીજી રીતે 'ઋષભ કહેતા વૃષની અર્થાત્ ગીને છે ધર્મ મસિયી પ્રજ્વલીત થયેલા ભવ્ય જીવોના હૃદયો ધ્વનિ કરતા એટલે ઋષભદેવ સ્વામીના નામો એવી રીતે સામાન્ય અર્થ થાય છે આ અર્થ સર્વ તિર્થંકરોમા રાખી રીતે સમજવો. તે વિસ્તાર વિશેષાર્થ ચોવીશ જીનના આગળ મુજબ છે

સવાલ ૩૮ મો—એ પાઠમા 'અરિગમા' એ બે શબ્દમાં શુ ફેર છે ?

ઊત્તર—રય કહેતા પાતળા સુક્ષ્મ કર્મ જેકે ઇરિયાવહી ક્રિયાથી ઉત્પન્ન થાયછે અને મળ તે સ્થુળ કર્મ છે જે કે અપાય ક્રિયાથી ઉત્પન્ન થાય છે

સવાલ ૩૯ મો—તમો જર મરણ કહોછો તે શુ તે કેમ થાય છે ?

ઊત્તર—પ્રતિસમય આયુ ક્ષીણ થવાથી શરીર જીર્ણ થાય છે તે જરા અને નાભુનો વિયોગ થાય તે મરણ છે

સવાલ ૪૦ મો—એ પાઠથી ચોવીસ જીનની સ્તવના

કના કહ્યુછે, પરતુ "પી" શબ્દથી વધારે સબર છે તે વધારે ગણુ છે ?

ઊત્તર—ભરત, ઇરવતના ચોવીશ છે પણ તે વખતે તેના જેવાજ તિર્થંકરો મહાવીદેહમા હોયછે તેમ ર્સમજના

સવાલ ૪૧ મો—પવિયત્તુ શબ્દથી તેઓની ટેમ ઇચ્છો છો તો શુ તેઓ પાસે રાગ દશા છે કે તેઓ તમારી પ્રાથના કબુલ રાખે ?

ઊત્તર—ના, ના, એમ નથી કેમકે જે પ્રાથના છે તે નિદેશ છે, અને તે તેવાજ ગુણો ઉત્પન કરવાને કાર ણીક છે, તેથી પવિત્ર ભાવે પ્રાથના કરવી તે કદી પણ નિષ્ફળ નથી

સવાલ ૪૨ મો—તેવા ગુણો પ્રાપ્ત કરવાનુ સાધન શુ અને તે કેમ થાય છે ?

ઊત્તર—પવિત્ર અત મ્કરણથી છઠ્ઠા પાઠની વિધિ મુ જબ આરવ જોગને રોકીને સમતા ભાવે વર્તવુ તે સાધન છે તેની વિધી ત્યાર કહેતી છે

"કરેમી ભંતે વિષે."

સવાલ ૪૩ મો—છઠ્ઠા પાઠમા ભતે શબ્દ તે કોણ અને તે કહેવાનુ પ્રયોજન શુ ? ને તે કેવી ઉપમાને લાયક છે?

ઊત્તર—એ મારા ઉપકારી ગુરુ છે, અને તે સમતા પરિણામમા પ્રવેશ કરવાની આદિમા તેઓને આમ ત્રણ કરી સુમર્ય કરવાઅર્થે છે તે ચાર ઉપમાને લાયક છે

સવાલ ૪૪ મો—ચાર ઉપમા કઇ ને તે દરકનો ગુણ શુ છે ?

ઊત્તર—પહેલી "ભદત" કહેતા ભદ્ર અર્થાત્ સુ ખમરણુ કલ્યાણ કરતા છો બીજી 'ભયાત" કહેતા સાત

ભયથી મુક્ત છો. ત્રીજી "ભયાત" કહેતા ચાર ગતિના ભવનો અંત કરનાર છો. ચોથી "પુજ્ય" કહેતા હે નાથ! તમો પુજવા યોગ્ય છો એવી રીતે ભતિ શબ્દમા ચાર અર્થનો સમાવેશ થાય છે

સવાલ ૪૫ મો—એ પાઠમા "પડિક્કમામી" વીગેરે ચાર શબ્દ છે તે કયા કાળના છે, તેનો ઉચ્ચાર કરતા કેવા સંકલ્પ થાય છે?

ઉત્તર—એ ચાર શબ્દો ભુતકાળ માટે છે તેના ઉચ્ચારમા એમ ચીંતવવુ કે પુર્વેના સાવદ્ય જોગને છાડ્યા, નીંદ્યુ ને વિશેષ નીંદ્યુ તેમજ તેવા કૃત્ય કરનાર ભુતકાળના સ્વભાવરૂપ આત્માને રોક્યો

સવાલ ૪૬ મો—સાધુ આ પાઠનો ઉચ્ચાર શી રીતે કરે છે?

ઉત્તર—જ્યા જાવ નિયમ છે ત્યા જાવ જીવવાય શબ્દ કહે છે જ્યા દુવીહ, તીવીહેણ, છે ત્યા તીવીહ, તીવીહેણ કહે છે તેમાં નકરેમી નકારવેમી સાથે એમ પણ કહે છે કે કરતપી અને ન સમર્થુ જાણામી એટલો તફાવત છે

સવાલ ૪૭ મો—એ છઠ્ઠા પાઠમાં "પજ્જુવાસામી" શબ્દ આવે છે તેની મતલબ શું?

ઉત્તર—પજ્જુવાસામી એટલે "પર્યુપાસના" અર્થાત્ કરેલી બાબતનું "ઉપાસન" એટલે સેવન કરવું "મી" એટલે હું પોતે

સવાલ ૪૮ મો—આ વ્રતના ભાંગા કેટલા છે?

ઉત્તર—૧૩૮૪૧૨૮૭૨૦૦ તેર અબજ ચોરાશી કરોડ બાર લાખ સત્યાશી હજાર બસે થાય છે તે ગુરુગમ્યથી ધારવા

## "નમોથુણ વિષે"

સવાલ ૪૫ મો—સાતમા પાઠની વિધિથી શુ કરવા ઇચ્છોછો ?

ઊત્તર—નમનપુર્વક જીન સ્તવન કરવા

સવાલ ૫૦ મો—જીન સ્તવન કરતા કઇ મુદ્રા અ ર્થાત્ આસન કરી બેસવુ ?

ઊત્તર—બે ઢીચણ ઢાળી હસ્તાજળી જોડી પેટ ઉપર બે કોણી ટકાવી જીનમુદ્રાએ બેસવુ અને તે પચાગ નમન પ્રણામ કહેવાય છે

સવાલ ૫૧ મો—ત્રીજ્ઞસો બેસવાનું સર્વત્ર પ્રચાર છે, તેનું કેમ ?

ઊત્તર—મહાનિશીથ વીગેરે ગ્રથકારો કહે છે કે જીન પડીમા યોગ્ય મુદ્રાએ બેસવુ કલ્પસુત્રે સક્રેન્દ્રે ડાબુ ઢીચણ ઉચુ રાખ્યુ દેખાય છે તેથી તે ચતુરાગ પ્રણામ કહેવાય છે જ્ઞાતાજીમા ધમરૂચીએ પર્યંકાસનથી સ્તવન કર્યું તે સમય શરીર પરાધિનપણાનું કારણ છે એવા પ્ર માણો છે તો સમજવુ કે સર્વોત્તમ પચાગ પ્રણામ છે તદ ઉપરાત તત્વાર્થે ગમ્ય

સવાલ ૫૨ મો—એવુ સ્તવન કોનુ કરોછો ?

ઊત્તર—અરિહત તથા ભગવતનુ

સવાલ ૫૩ મો—ભગવત કોને કહો છો ?

ઊત્તર—ભગવદસ્ય અર્થાત્ ભગ એટલે જેઓમા સર્વોત્કૃષ્ટ ૭ ગુણ હોય છે તે જેના કે-સર્વોપરી ઐશ્વયપદ, બીજો રૂપ, ત્રીજો યશ, ચોથો લક્ષ્મી, પાચમો ધર્મ અને છઠ્ઠો પ્રયત્ન, એ ૭ તેમા સુભાનુબધી પુણ્યના ઉદયથી દેવકૃત આઠ મહા પ્રાતિહાર્ય થાય તે ઐશ્વર્ય છે (૧)

स्वप्रभाव ील्मित अथात् आत्मसत्ताना आतीग भावथी प्रदर्शीत थयेलु चमत्कृति भरेलु, ते रूप छे (२) रागद्वेष दि उपसर्ग सहनशीनथी प्रतिष्ठा पामेला ने यश छे घातीकर्मेनुं उच्छेद थवाथी केवळ लोकोत्तर निर्मतशय ते सुख (३) अने तेनी स पतिओ करी युक्त ते तेमनी ल क्ष्मी छे (४) सम्यक्त दश ादिक द न, शील तपो भावना मय उपयोग ते तेमनो धम छे (५) सर्वोत्कृष्ट वियथी ओक रात्रि आदि महापडीमा वही अडग रहेवु तेज तेमनुं प यत्न छे (६) ओ छ प्रमानु भग छे, तेथी भगवान क हेवाय छे

**सवाल ५४ मो**—ओ पाठनी केटली स ादा छे, अने ते श उपयोगनी छे ?

**उत्तर**—स पदा नव छे ते नेमा पहेली स पदा अरि हताादिकनु स्तवन करवा बीजी ओधीक कहेता सामान्य गुण हेतु स्तवन करवा त्रीजी विशेष्य गुण हेतु स्तवन करवा आथी सामा य स्तवना माटे उपयोग हेतु पाचमी तद हेतु कहेता जे उपयोग हतु कही छे तेनो विशेषगु उपयोग हेतु छठी पूरनी बे स पदाना गुण दीपावा निमित्त मरण सहित स्तवना योग्य आशा विशेष उपयोग हेतु, सातमी स्वरूप अथात् अस्खलीत ज्ञान दर्शनमा तद्रूप छे ने छदमस्तपणानी नस्ती ठे तेनो समावेश पहेली स पदामा थाय छे ते स्तवनानो हेतु आठमी स्तवन करनारने नीज समद्रश दायक स्तवन छे अने नवमी मोक्ष हेतु स पदा छे

**सवाल ५५ मो**—उपरनी वीधि मुजब कयु कृत्य क यु ? ते आचारनु नाम शु ? अने ते नव तत्व माहेथी का तत्वनो स्वभाव छे ? तथा कयो आवश्यक छे ?

**उत्तर**—सामायक व्रत ओवुं नाम छे अने ते आ

રિનચાર કહેવાય છે તે મ ર૨ તત્વનો ગભાવ છે અને તે પહેલા આવશકની શાખા છે

સવાલ ૫૬ મો— આતો સાધુ અથવા શ્રાવકોને અર્થે પૂવ ક્રિયા છે અને સામાયક આવશક તો આવશકના અધ્યયનમાથી પહેલું અધ્યયન ઉત્તર ક્રિયાનુ છે તો તમે ઉપરની વીધિને આવશક કેવા હેતુથી માનોછો ?

ઊત્તર—જેને તમે પૂર્વક્રિયા કહોછો તેનો સબધ ઉત્તરક્રિયા સાથે છે તેનો હેતુ એ છે કે પૂર્વક્રિયા રૂપ વ્રત કરવાથી નવા કર્મની આવક અટકે છે અને ઉત્તર ક્રિયારૂપ સામાયક આવશકની વીધિ મુજબ વર્તવાથી અતિ ચારાદિ પૂર્વકર્મની આલેચના કરી શકાય છે એના હેતુથી બે પક્ષ કલ્પ્યા છે પરતુ બેનું કાર્ય સરખુંજ છે

## છ આવશ્યક વિશે સવાલ જવાબ

સવાલ ૫૭મો—આવશ્યક એટલે શુ ? તેના અધ્યયન કેટના અને તે દરેકની વીધિ કરતા શુ ગુણપ્રાપ્ત થાય છે ?

ઊત્તર—અવશ્ય કરવુ તે આવશક છે તેના છ અધ્યયન છે પહેલા અધ્યયનથી સર્વની સાથે સમાન ભાવે વર્તવુ તથા સાવદ્યયોગથી નિવૃત થવુ તે જેમકે "सम आयाति सामायिकम्" इति वचनात् બીજા ચોવીશ સ્તુ આથી, દર્શન મોહનીનો ક્ષયોપશમ થવા મુજબ સમ્યક્ત્વની શુદ્ધિ થાય છે ત્રીજા ગુરૂવદનથી જ્ઞાન તથા દર્શનાચારની શુદ્ધિ થાય છે ચોથા પ્રતિક્રમણથી ચરિત્રાચારની શુદ્ધિ અર્થાત્ અતિચારાદિ દોષથી મુક્ત થાય છે પાચમા કાર્યોત્સ ર્ગથી ભગવાન સ્વપાદિકનો જપ કરવાનું બને છે તેમજ

ત્તનથી શુદ્ધિ થાય છે છઠા પ્રત્યાખ્યાનથી તપ અર્થાત્ પચ્ચખાણ્યું બાર કરી પચ્ચખાણ લેવા કે જેથી કરીને નવા કર્મ આવતા અટકે

## પહેલો આવશ્યક

સવાલ ૫૮ મો—પહેલા આવશ્યકના પહેલા પાઠથી શું કરવા ધારેલો ?

ઊત્તર—પહેલા પાઠથી ગુરૂનો હુકમ માગવું

સવાલ ૫૯ મો—તે હુકમ શી બાબતનો માગવો તે કેવી રીતે મગાય ? તેઓ હુકમ આપતા શું કહે છે ?

ઊત્તર—હે પુજ્ય ! મારા હુકમથી નહિ પરંતુ આ૫ની ઇચ્છા મુજબ, આજ્ઞા કરોતો દિવસ રાત્રિ વિગેરે જે કાળમા મા‍ં મન વચન કાયા—જ્ઞાનાદિ ચાર ગુણમાથી અપક્રમ કહેતા નીકળીને અશુભકાર્યમા જેડાયા હોઇ ત્યાથી પડિક્કમું " કહેતા ફુરૂં પાડીને પાછા ફરી સવર ધર્મની ક્રિયામા સક્રમણ્ એટલે પ્રવેશ કરવું એવી શિષ્યની પ્રાથના માન્ય કરી ગુરૂ કહે છે કે " पडिक्कमह" કહેતા તું પ્રતિક્રમ અર્થાત્ તું પાછો ફરી સવર ધર્મની ક્રિયામા પ્રવશ કર. એવો આદેશ થતાજ શિષ્ય કહે છે કે इच्छं ' કહેતા પ્રમાણ વચન કહીને જ્ઞાનાદિક ચાર ગુણમા લાગેલા અતિચારોનું ચિંતવન કરવા પ્રથમ કાયોત્સર્ગ વીધિ અર્થે નમોકાર સાથે કરેમિભંતે ભણે છે

સવાલ ૬૦ મો—અહિ નમોકાર તથા કરેમિભંતેનો પાઠ ફરી ભણવાની જરૂર શું ?

ઊત્તર—એ પંચ પરમેષ્ટી પહેલા આવશકનું મંગળાચરણ છે તેની સાક્ષીથી પ્રથમ ગ્રહણ કરેલા સામાયક વ્રતને વિશેષ શુદ્ધ કરવા પછી આગળ ઉપર અતિચા

ર્દિ રોગનુ ચિંતવન કરવુ છે તેથી જરૂર છે

સવાલ ૬૧ મો—ઇચ્છામિ ઠામિ પાઠથી શુ કરવા ધારો છો ?

ઊત્તર—કાયોત્સર્ગ કરવા તથા તેમા બતાવેલા દ પણુનું સેવન કરી ઉત્તર ગુણુથી વિરૂદ્ધ વર્તાયુ હોય અર્થાત્ અતિચાર સેવ્યા હોયનો નિવૃત થવાની ઇચ્છા છે

સવાલ ૬૨ મો—વિરૂદ્ધ વર્તવાના કારણ કેટલા ?

ઊત્તર—ત્રણ મન, વચન ને કાયા

સવાલ ૬૩ મો—એ ત્રણ કારણથી કેટલા પ્રકારે વિરૂદ્ધાચરણ થાય છે

ઊત્તર—આઠ પ્રકારે થાય છે તે ઉસુત્તો ઉમગ્ગો ઇત્યાદિ

સવાલ ૬૪ મો—તેનો સમાવેશ કાયા વિગેરેમા કેવી રીતે થાય છે ?

ઊત્તર—ઉપર બતાવવા આરમાથી પહેલા "ઉસુત્તો" એટલે જીનવચનથી વિરૂદ્ધ બોલાયનો અતિચાર ઉત્પન્ન થાય છે એવુ બોલવાથી "ઉમગ્ગો" એટલે ક્ષયોપસમિક ભાવરૂપ માર્ગથી અટળીને ઉદયિક ભાવનો માગ એટલે મિથ્યાત્વાદિક ભાવે પ્રવૃત્તિ થાય છે તેને લીધે "અકપ્પો" એટલે ચરણ શીતેરી કરણ શીતેરી રૂપ કલ્પ વ્યવહારથી ભ્રષ્ટ થવાયછે એવા અકલ્પ વ્યવહારથી "અકરણિજ્જો" એટલે ન કરવા યોગ્ય અકાર્ય કરી શકાય છે એમ એક પછી એક અતિચારોની પરપર વૃદ્ધિ થાય છે કેમકે ઉત્સુત્રથી ઉન્માર્ગ અને તેથી અકલ્પ વ્યવહાર અને તેથી અકાર્ય થાય છે માટે એ ચારેનો કાયા તથા વચનમાં સમાવેશ થાય છે તે સિવાય "દુજ્ઝાઓ" એટલે એકાગ્ર ચિત્તે આર્ત તથા રૌદ્ર ધ્યાન કરે છે તે "દુવિચિંતિઓ" એટલે તેનુ ચચળ ચિત્ત, માઠા કર્મનું ચિંતવન કરે છે અને "અ

જ્યારે એ ચારે તેજ અનાચાર કહેવાય છે તેનું સેવન કરવાથી સર્વથા વ્રત ભંગ થાય છે એમ સમજવું " અભિ-ક્રમો એટલે તેનું વ્રત કરવાનું તો કોઇજ કાથી, પણ સાધુ તથા શ્રાવકો ઇચ્છવું પણ ઉચિત નથી ઉપરની રીતે એ ચાર શબ્દોનો મનયોગમા સમાવેશ થાય છે

સવાલ ૬૫ મો—એવા આઠ દુષણો સેવવાથી કેટલા અતિચાર લાગે છે અને તેનું ચિંતન કેવી રીતે કરવું ?

ઉત્તર—નવાણું લાગે છે તેથી નિવૃત થવા અર્થે તસઉત્તરીની વીધિ મુજબ કાયોત્સગ ધ્યાનમાં તે સર્વે હગાર યાદ કરી તેના ઉપર તિરસ્કાર દ્રષ્ટિ કરવી

( પહેલું સામાયક અધ્યયન (આવશ્યક) સમાપ્ત )

---

## બીજું અધ્યયન. (આવસ્યક.)

સવાલ ૬૬ મો—બીજા અધ્યયનનું નામ શું ?

ઉત્તર—ચોવીશ પ્રભુઓ અર્હીત્ ભગવાન સ્તવો તે

સવાલ ૬૭ મો—અહિં લોગસ્સ ભણવાની જરૂર શું ?

ઉત્તર—નિર્વિઘ્ન કાયોત્સગની સમાપ્તિ થઇ છે તેના ઉત્સાહથી તેમનું સ્તવન કરવું અથવા સમકિત બોધની પ્રાપ્તિ થઇ છે તેને વિશેષ શુદ્ધ કરવા તેનો ઉચ્ચાર કરવો જરૂરનો છે

સવાલ ૬૮ મો—અહિં લોગસ્સ ભણવા માટે કાંઇ મત ભેદ છે ?

ઉત્તર—હા છે તે માત્ર એટલોજ કે કોઇક વિદ્વાન એવો મત બતાવે છે કે કાયોત્સગ ધ્યાનની સમાપ્તિ થતાંજ એક લોગસ્સ ભણી જવો પછી પહેલા આવશ્યકની સમાપ્તિ કરવી કેમકે પહેલા તથા પાંચમા આવશ્યકમા કાયોત્સ

ર્ગની સમાપ્તિ કરતા તે ભણવાની જરૂર છે, તે પછી બીજા આવશ્ક અર્થે ખાસ એક લોગસ્સ જુદોજ ભણવો એમ કહે છે પાચમા કાયોત્સગ અધ્યયનની ઉપેક્ષા જોતા કેટલેક અશે એ મત વાસ્તવિક છે પરતુ વતમાન કાળની ક્રિયા વિધિ કરનારાઓમા તેવો પ્રચાર હોય તેમ દેખાતુ નથી ઉપરાત તત્વાર્થ ગમ્ય

(બીજુ ચોવીસથ્થુઓ અધ્યયન સમાપ્ત )

---

## ત્રીજુ વદન આવશક

સવાલ ૬૮ મો—ત્રીજા વદન આવશકથી શુ કરવા ઇચ્છોછો ?

ઊત્તર—મારા ઉપકારી ગુરૂમા રત્નત્રય ગુણ છે તેની ક્ષેમકુશળ પૂછવા તથા અશુભ પ્રવૃત્તિને લીધે તેઓની તેત્રીશ આસાતના વીગેરેથી અવિનય કરી જ્ઞાન તથા દર્શનાચારની મનિ। કર્યુ હોયતો ક્ષમા માગવા ઇચ્છા છે

સવાલ ૭૦ મો—તે વદન કેટલા પ્રકારથી કરાય છે ?

ઊત્તર—ત્રણ પ્રકારથી તે એમ કે જઘન ફેટા વદન, તે ઉતરાસનનો પલ્લો પકડી હસ્તાજળી કરી મુસ્તક નમાવવુ મધ્યમ વદન તે ત્રણ આવર્તન પુર્વક રત્વના સહિત પાચ અગ નમાવવા એવુ બીજુ નામ થોભવદન પણ કહેવાય છે, અને ત્રીજા ઉત્કૃષ્ટ વદનથી બાર આવર્ત પૂર્વક ગુણવત ગુરૂને વદન કરાય છે

સવાલ ૭૧ મો—ઉત્કૃષ્ટ વદન કરવાનું વિધ્યાન શુ ?

ઊત્તર—એનું વિધાન લબાણ છે તોપણ ટુકામા એટલુંજ કે તેવુ વિધ્યાન કરવા વખતે સાધુ તથા શ્રાવક ખુલ્લા શરીરે રજોહરણ, મુખવસ્ત્રિકા અને મયાદ ઢકણુ

વસ્ત્ર રાખે છે સાધવી તથા શ્રાવિકા પહેરેલા વસ્ત્ર સાથે ઉપરના યથાયોગ્ય બે ઉપગરણ રાખે છે સાધુ શ્રાવકે ગુરૂ આસનથી ચારે દીસે સાડાત્રણ હાથ તથા સાધવી શ્રાવિકાએ તેથી પણ વધારે મર્યાદ સ્થાનકે આસન કરવું જ્યારે અવસ્ય જરૂર પડે ત્યારે ગુરૂની આજ્ઞા લેવા પછી તેમની હદમા આવી શકાય છે કેમકે ગુરૂની હદમાં આવવુ હોય તો ગુરૂની આજ્ઞા લેવી જોઇએ

સવાલ ૭૨ મો—ગુરૂજીની આજ્ઞા શી રીતે લેવી?

ઊત્તર—યથાશક્તિ કાયા નમાવી હસ્તાજળી વચ્ચે રજોહરણ પકડી બોલવુ કે—

इच्छामि खमासमणो वंदाउं जावणाजाये नीसिहिआए

એમ આ શબ્દોચ્ચારથી વંદન માટે ઇચ્છા જણાવીને જરા નીચે નમી કહેવુ કે ' अणुजाणहि ममिउग्गहं એ વંદન વીધિનો પહેલો નમવા રૂપ આવશક થયો (૧) તે પછી ' निसिहि ' કહીને જગ્યા પુંજી અવગ્રહ એટલે હદમા પ્રવેશ કરે એ બીજો પ્રવેશ આવશક થયો (૨) પછી જગ્યા પુંજી રજોહરણ અથવા ચુરવળો ગુરૂ ચરણ પાસે મુકી, ઉત્કટ આસન અર્થાત્ ગાય દોવાની આસને બેસીને બે હાથ જોડી બે સાથળ વચ્ચે અધર રાખી ગુરૂ ચરણપર દશ આગળી અડાડતા ' अ ' અક્ષર બોલી પાછી દશ આગળી પોતાને લલાટે અડાડતા ' हो ' અક્ષર બોલવો એ બે અક્ષરે એક આવત થયુ એવી રીતે ' काय ' નો બીજો અને ' काय ' નો ત્રીજો આવત કરીને ' सफास ' કહીને ગુરૂ ચરણે મસ્તક નમાવવુ પછી સીધા થઇ બે હાથ જોડી મસ્તકે ચડાવી ' खमणीजा, भे किलामो'' વિગેરે દિવસો વઇક્કંતો સુધી કહી બે હાથ ટેકા ઉતારી ઉપરની રીતે બીજીવાર ત્રણ આવત કરવા તેમા ગુરૂચરણે

હાય લગાવતા મદ સ્વરથી " ज, " હાથ પાછો ઉઠાવતાં મધ્યમ સ્વરથી " त्ता, " હાથ લગાડે અડાતા ઉચા સ્વરથી " मे, " અર્થાત્ ' जत्तामे " એ ત્રણ સ્થાનકથી ૫ હેલુ આવર્ત થયુ તેમજ બીજુ " ज व णा " અને ત્રીજુ ' ज्ज-चमे " એ બે આવર્ત કરતા ઉચ્ચાર થાય છે તે પછી બે હાથ તથા મસ્તક ગુરુ ચરણે નમાવી " खामेमि खमासमणा देवसीय वइक्कम " કહી ઉભા થવુ, રજોહરણથી જગા પુજી હદ બહાર પાછા ફરતા " आवासीआए " શબ્દ બોલવો એ વદન સબધી ત્રીજો નિખમણ આવશ્યક થયો (૩) પછી બે હાથે [1]જોગમુદ્રા અને બે પગે [2]જીન મુદ્રા કરી ' पडिक्कमामि खमाममणाण " વિગેરે પુર્ણ પાઠ ભણવો આ વીધિમા છ આવર્ત થાય છે એજ રીતે બીજી વાર વદન વીધિ કરવી પણ એટલુ વિશેષ કે બીજી વાર વદનની વીધિ કરતા " आवसियाए पडिक्कमामि " ન કહેવુ અને પાછા ફરવાને બદલે ત્યાંજ ઉભા રહી ' खमासमणाण " વિગેરે પૂર્ણ પાઠ ભણવો એવુ વદન કરતા મન સ્થિર કરવુ તેની વીધિ શિવાય શરીર હલાવવુ નહિ

સવાલ ૭૩ મો—ખમણીજોએ કિનામો વિગેરે કહેતી વખતે લગાડે હાથ રાખે છે તે કેવો આવશ્યક છે?

ઉત્તર—' યથાજાત " આવશ્યક છે જેમ જન્મતી વખતે બાળક બે હાથ માથે ચડેલા હોય છે તેની આકૃતિ સમજવી

સવાલ ૭૪ મો—એવુ વદન કરતા કેટલા આવશ્યક સાચવવાની જરૂર છે અને તે કયે ઠેકાણે અને કયે વખતે?

---

[1] બે હાથ જોડી રાખવા તેને જોગમુદ્રા કહે છે [2] પગની પાની વચ્ચે છ આગળ અને બેપગના અગુઠાઓ વચ્ચે ચાર આગળ મા રાખે તેને જીનમુદ્રા કહે છે

ઊત્તર—પચીસ આવશક સાચવવાની જરૂર છે તે એમ કે બે વદણાની આદિમા બે વખત નમવું તે બે અને બાર આવર્ત તથા ચાર વખત ગુરૂચરણ સ્પર્શ કરતા મસ્તક નમાવવુ તે, અને બે વખત અવગ્રહમા પેસતા તથા એક વખત અવગ્રહ બહાર નીકળતા નમવુ એ ત્રણ તથા ત્રણ ગુપ્તીનો એક અને એક યથાજાતનો એ કુલ પચ્ચીશ આવસ્યક અવસ્થ કરવાથી આવશક કહીએ

સવાલ ૭૫ મો—એવુ વદન કરતી વખતે ગુરૂ શિષ્ય વચ્ચે કેટલે ઠેકાણે સવાલ જવાબ થાય છે ?

ઊત્તર—૭ ઠેકાણે તે એમ કે પહેલો વદન ની આજ્ઞા માગે ત્યારે ગુરૂ ' छदेण ' કહે છે એટલે કે ઇચ્છા મુજબ વદી બીજે શિષ્ય अणुजाणहि ' કહે છે ત્યારે ગુરૂ ' अ णुजाणामि કહેછે ત્રીજે શિષ્ય કહેછે अहाक यकायसफास" એટલે તમારા ઉત્તમાગથી અધોગત રહેના જે ચરણ તે પ્રતે મારા હાથ સ્પર્શ કરવા રજા લઉ છુ ત્યારે ગુરૂ કહે છે जहासुह " પછી ચરણ સ્પર્શ કરતા અવિનય થયો હોય તો તે ખમાવી " दिवसो वइक्को વિગેરેથી કુશલ પૂછે છે ત્યારે ગુરૂ ' तहत्ती ' કહે છે કે તમે પૂછો છો તેમજ છે તમો પણ તેમ થાઓ ( ૩ ) એ ત્રણ પ્રશ્નોત્તરના સ્થાનમથી ગુરૂના શરીર સબધી શાન્તિ પુછાય છે તે પછી ચોથી વાર રત્નત્રય સબધી કુશળ પૂછવા અર્થે ત્રણ આવર્તન કરવા અર્થે બે હાથ સહિત પગે મસ્તક નમાવવા जत्ताभे ' વિગેરે કહે ત્યારે ગુરૂ तुभ्यापि ' એટલે તમને પણ તેમજ થાઓ ( ૪ ) પાચમી વાર ઇંદ્રિ તથા નોઇંદ્રિને જીતી સયમને નિયમમા રાખેના છે તેને કુશલ પુછવા અર્થે जवणी ज्जचभे કહે છે ત્યારે ગુરૂ एव એમજ છે એમ કહે છે (૫) છઠ્ઠીવાર અપરાધની

ક્ષમા અર્થ "ખામેમિ" વિગેરે કહે છે, ત્યારે ગુરૂ કહે છે કે અહમવિખામમિ " હું પણ ખમાવુ છુ ( ૬ ) એ ૭ પ્રશ્નોત્તર થયા પછી " આવસિયાએ " વિગેરે પુર્ણ પાઠ કહી અપરાધની ક્ષમા માગવા સાથે પશ્ચાતાપ પૂર્વક નમે છે

**સવાલ ૭૬ મો**—એવુ વદન કરતા કેટલા ગુણની પ્રાપ્તિ થાય છે ?

**ઊત્તર**—૭ગુણની તે જેવા કે પહેલો વિનયોપચાર એટલે વિનયનો આરાધક થાય (૧) બીજો માન ભંગ એટલે મિથ્યાભિમાનની નાસ્તી થાય ( ૨ ) ત્રીજો પુજ નીક જોનુ સેવન કરી શકાય ( ૩ ) ચોથુ જીનાજ્ઞા મુજબ વિનય ધર્મ છે તેનો આરાધક થાય ( ૪ ) પાચમુ ગુરૂ કૃપા મેળવવાથી સૂત્ર ધર્મની વૃદ્ધિ કરી શકાય ( ૫ ) છઠ્ઠુ અક્રિય એટલે છેવટ સિદ્ધ પદ પ્રાપ્ત કરી શકાય( ૬ ) એનો વિશેષ્ય વિચાર ગુરૂવદન ભાષ્યમાં તથા પ્રવચન સારોદ્ધારાદિ ગ્રથોમા છે

( ત્રીજો આવસ્યક સમાપ્ત )

---

## ચોથો આવશ્યક

**સવાલ ૭૭ મો**—ચોથા આવશકનું નામ શુ ?

**ઊત્તર**—પડિક્રમણ અર્થાત્ પાપકર્મથી પાછા ફરીને સવર ધર્મમા પ્રવેશ કરવાની વીધિ

**સવાલ ૭૮ મો**—જો પડિક્રમણ આવશક ચોથુ છે તો પ્રમથના ત્રણ આવશક કરવાનું પ્રયોજન શુ ?

**ઊત્તર**—પહેલા સામાયક આવશકની વિધિથી અતિચાર દોષની આલોયણ કરીને ચારિત્ર આચારને વિશેષ શુદ્ધ કરવો તે પછી બીજા આવશકની વિધિથી દર્શના

ત્વની ક્રીયાના અતુન કટપી ઉત્પન્ન કરેલી અષ્ટ સિદ્ધિઓ પર આશ્ચર્ય થઇને નવ તત્વાદિ સમાચારીમા ભ્રમણા ન પામે પાચમે સમકીતવાળા સદ્ધર્મીઓ સાથે મેળાપ રાખે, તેના ગુણની પ્રશસા કરે ધર્મથી પીડાતા જીવને આધાર આપી સ્થિર કરવા અથવા નવા જાતિને ઉપદેશ આપી ધર્મમા પ્રવૃતી કરાવવી સાતમે વાત્સલ્યતા એટલે સદ્ધર્મીઓની યોગ્ય ભક્તિ કરવી-તથા સર્વ પ્રાણી કરૂણા તથા મૈત્રીભાવના રાખવી આઠમે પ્રભાવના એટલે એવુ સુશેલ કામ કરવુ કે જેના દેખાવ ઉપરથી અજ્ઞાની ઇતો પણ આશ્ચર્ય થઇને તને પ્રશસે અને આખર તેનો શ્રદ્ધા પુર્વક આદર કરે એ આઠ આચાર દર્શન સમકીતના આ દરવા અને શકા વિગેરે પાચ અતિચાર છોડવા

---

## હવે ચારિત્રાચાર કહે છે

સવાલ ૮૬ મો—જૈનના સર્વ શાસ્ત્રો ચારિત્ર શબ્દ કહે છે, તે ચારિત્ર શુ અને તેના આચાર કેટલા છે?

ઉત્તર—મન વચન અને કાયાના અશુભ જોગ પાપમા પ્રવૃતક થતા હોય તેને " પ્રણાધાન " એટલે સ વરવા અર્થાત્ સકેલીને સ્થિર કરવા તે પછી સજમ એટલે પ્રથમથી લાગેલા કર્મની રજકણુનો જથ્થો વીખે રી નાખવા રૂપ શક્તિ બનાવવી એટલે યોગ્ય ક્રિયા પાળવી તેનું નામ ચારિત્ર છે અને તે પાચ સુમતિ તથા ત્રણ ગુપ્તી પાળવી તે રૂપ આઠ આચારથી ઓળખાય છે જો તે આઠ આચારથી વિરૂદ્ધ વર્તે તો અતિચાર દોષ લાગે છે માટે સાધુ પુરૂષ તો હમેશા તેનુ યત્ન કરવુ, અને શ્રાવકોએ સામાયક તથા પોસહ વીગેરે સવરક્રિયા

કરતા સુમતિ-ગુપ્તીનું અવશ્ય યત્ન કરવુ

## તપ આચારવિધિ

સવાલ ૮૭ મો—જૈનમા તપ કરવાનો ઘણો પ્રચાર છે તો તે તપ શને કહીએ ? કેવી ઇચ્છાએ તપ કરવા, તપના કેટના પ્રકાર છે, અને તેવો તપ કરવાનુ સાર્થક શુ ?

ઊત્તર—શરીર વીગેરે સમાગ વૃદ્ધિ કારક પદાથા ઉપર પથરાઇ ગયેલી મમતા રૂપ ચાહ, તેને સમજણ સાથે મરની અર્થાત મમતા રોકી મમતા બાળે આત્મ સ્મ ગુમા જેટલો વખત ગુજારવો તેનું નામ તપ કહેવાય છે કર્મથી મુક્ત થવાની ઇચ્છાએ તેવો તપ વીવરી જો કરેછે તે તપના છ બાહ્ય ને છ અભ્યતર એવા બાર પ્રકાર છે તેનો સવિસ્તર હેવાન ગુરૂગમ્યથી સમજવો

સવાલ ૮૮ મો—શ્રાવકોએ કેટના દોષ ટાળવા અર્થે પ્રતિક્રમણ કરવુ ?

ઊત્તર—નવાણુ તથા મતભેદે એકસો ચોવીસ

સવાલ ૮૯ મો—એ બે પક્ષમા શુ ફેર છે ?

ઊત્તર—ફેર મા કલ્પના છે કેમકે નવાણ અ તિચારને ટીમામે તો ચોથા આવશ્યકમા દર્શના પ્રમાણે છે અને તેનો એકમો ચોવીસમા સમાવેશ થાય છે હવે એકમો ને ચોવીસના હીસાબમા જ્ઞાનના આઠ, દર્શન સમ્ય કત્વના શંકા વીગેરે પાંચ તથા નોગકાએ વાગેરે આઠ મળી તેર તથા બાર વ્રતના પચોતેર, ચારિત્રના આઠ, તપના બાર, વીર્યાચારના ત્રણ તે છતી શકિતએ ત્રણ જોગ ધર્મ કરતા પ્રમાદ કરે, મળી ના પાચ એ કુલ એકસો ચોવીસ ટાળવા તે સર્વોત્તમ છે

સનાલ ૮૦ મો—મુળ અતિચાર કેટલા અને તે કયા?

ઊત્તર—એ છે અને તે સુક્ષ્મ તથા બાદર તેમા સુક્ષ્મ ખરા ઉપયોગ શિવાય સમજાય નહીં અને બાદર તો તરતજ સમજી શકાય તેવા છે

સનાલ ૮૧ મો—એવા અતિચાર ઉત્પન થવાનું મુળ શુ?

ઊત્તર—વારતવિક રીતે બારીકાથી જોતાં પ્રાકૃત વચો પરિગ્રહ છે તેજ સર્વનું મુળ છે

સનાલ ૮૨ મો—પરિગ્રહ એટલે શુ અને તે શા આધારથી મુળ કહ્યા છે?

ઊત્તર—અમુક પદાર્થ ઉપર મમત ભાવ રાખવો તેજ પરિગ્રહ છે કેમકે જ્યા મમતા છે ત્યા અહંભાવ છે અથાત્ મારૂ છે એવે એની સાથે સબંધ રાખતા અજ્ઞાન મિથ્યાત્વ અવ્રત અતપસ્વી એવા એવા અનેક દુર્ગુણો ઉત્પન થાય છે ને ૮ દોશનુ મુળ છે જો કે વિધિ માર્ગની રીતી જોતા પ્રથમ અજ્ઞાનતા તથા મિથ્યાત્વ વીગેરેના અતિચારો આળોવવાની જરૂર છે તોપણ મુળ જોતા પરિગ્રહ સબંધી અતિચાર ઉત્સર્ગ માર્ગો સબંધે પ્રથમ આળોવવા તે ઉચીત છે વિશેષાર્થ તત્વાર્થ ગમ્ય છે

સવાલ ૮૩ મો—જ્ઞાનના ચૌદ અતિચાર કેટલે પ્રકારે ઉપજે છે?

ઊત્તર—પાચ ઇદ્રી ને ચાર કષાય તથા અશુભ ઉદેક ભાવથી રાગ દ્વેશે કરી, જ્ઞાનના અતિચાર ઉપજે છે, તેથી નિવૃત થવુ

સનાલ ૮૪ મો—સમ્યગ દર્શન તથા ચક્ષુ દર્શનમા કેટલા અતિચાર ઉપજે અને સમ્યક્ત્વમા કેટલા અતિચાર ઉપજે?

ઊત્તર—ઉપયોગ સુન્યથી, રાજા ા દમથી, ઘણા જનસમુદના આગ્રહથી, આજીવીકાના અધિકારીથી, ગ્રા તિના કારણથી, મિથ્યાત્વની ધામધુમ જોવા જવાથી તથા તેના મકાનમાં જાર આર કરવા વીગેરેથી દશ ીક દોષ લાગે છે, તે ટાળવાની જરૂર છે સમ્યકત્વના દોષ માટે એમ સમજવુ કે જીવાદિ પદાર્થની અસમજણને લીધે જીન વચનપર શંકા રાખે, કુલીંગીની દાભીક ક્રિયા જોઇ તે ઉપર અભિલાષા કરવા–વિગેરે પાચ દોષ છે તેો ટાળીને દર્શન મોહનીય કર્મના ક્ષયોપસમ વીગેરેથી પ્રગટ થયો જે જીન પ્રણીત તત્ર શ્રધા રૂપ શુદ્ધ આત્મ પરિણામી સમ્યક્ત, તેાે શુદ્ધ રાખવો

## ચારિત્રાચારના સમયે અતિચાર વિષે

સવાલ ૯૫ મો—શ્રાવકનું દેશેકણું ચારિત્ર છે, તેમા કેમ કરવાથી અતિચાર દોષ ઉપજે છે ?

ઊત્તર—પોતાને અર્થ અથવા પરોણાને અર્થે તથા સાધુ જોગે–આપવા અથવા પુન્યને અર્થે અશનાદિ ભોજન પાન વીગેરે નીપજાવવા, છકાયનો સમારંભ કરે કરાવે ને બહુ જાણે એવા અયત્ના રૂપ સ્થાનક સેવવાથી શ્રાવકના દેશ ચારિત્રમાં દોષ ઉત્પન્ન થાય છે તે સમજીને ત્યાગ કરવા યોગ્ય છે

## ચારિત્રાચારના વિશેષ અતિચાર ટાળવા વિષે

સવાલ ૯૬ મો—શ્રાવકના વ્રત કેટલા અને તેમા આણુવ્રત, ગુણવ્રત અને સિક્ષા વ્રત, એવા ત્રણ વિભાગ છે તેનું શી રીતે છે ?

ઊત્તર—બાર વ્રત છે તેમા આદિના પાચ અણુ વ્રત, એટને આધુના વ્રતની ઊપેક્ષાએ ઉણા અર્થાત અણુ ઽ છે તેનુ બીજુ નામ સ્થુલ વ્રત છે એટલે સુક્ષ્મ બાદરનો ન જણાય તેથી છુટ રાખીને સ્થુલ બાબતનો ક રવાની યથાશક્તિએ બંધી કરવી છઠુ સાતમુ અને આ ઠમુ એ ત્રણ ગુણ વ્રત છે એટલે પ્રથમના પાચને ટકાવી શકે એવો ગુણ પ્રાપ્ત કરાવે છે નવમા વીગેરે ચાર સીક્ષા વ્રત છે તેની ક્રિયા મુજબ રતાથી પ્રથમના આઠ વ્રતનું સીક્ષણ લીધેલુ તે ફળદ્રુપ નીવડે છે માટે શીક્ષણ રૂપછે

સવાલ ૮૭ મો—પહેલુ વ્રત ગ્રહણ કરતા શેનો ત્યાગ થાય છે ?

ઊત્તર—પાચ સુક્ષ્મ એકેંદ્રીનો તથા બેઇન્દ્રી વીગેરે ચાર ત્રસમરને જાણીને હણવાનો ત્યાગ થાય છે

સવાલ ૮૮ મો—કેટલે કરણે કેટલે જોગે કેટલામે આકે, અને કેટલી કોટીએ એ વ્રત લેવાય છે ?

ઊત્તર—બે કરણ તે હું પોતે હણું નહી, પરપાસે હણાવુ નહી ત્રણ જોગે તે મન, વચન ઓર કાયાએ કરી, એ બેને ત્રણ ગણી ત્રેવીશો આંક થાય છે ને તેની કોટી અર્થાત્ ભાગા ૭ થાય છે

સવાલ ૮૯ મો—તેમાં કેટલે પ્રકારે દોષ ઉપજે છે અને તે કયા ?

ઊત્તર—પાચ પ્રમાદ સેવવાના પ્રસગથી બેભાન થાય છે ત્યાર તે વ્રતમા પાચ દોષ ઉપજે છે તે બધે વધે વીગેરે પાચ સમજીને તેનો પરિત્યાગ કરવો

---

## બીજા મૃષાવાદ વ્રત્ત વિષે.

**સવાલ ૧૦૦ મો**—બીજુ વ્રત્ત અહણ કરતા શો ત્યાગ થાય છે ?

ઊત્તર—સ્થુળ મૃષાવાદ કહેતા, મોટુ જુઠુ બોલતે બોલવાનો

**સવાલ ૧૦૧ મો**—કેટને પ્રમારે જુઠુ બોલાય છે, અને તે કયા ?

ઊત્તર—પાચ પ્રકારે બોલાય છે પહેલો વર કન્યાના સારા નરસા લક્ષણ અપલક્ષણ હોવાના બીજે ગાય, ભેસ વીગેરે પશુ થોડા ઘણા દુધવાળા અથવા સુલક્ષણા કુલક્ષણા હોવાના ત્રીજો પોતાની તથા પારકી જમીનો ઓછી અધીકી હોવાની ચોથો થાપણ ઓપણ વીગેરે બાબતમા જુઠુ બોલવુ પાચમો મત્સર અહંકારથી અથવા લાચ લઇ ખોટી શાખી ભરે અથવા વિશ્વાસઘાત કરે એ પાચ મુખ્ય છે તેના ઉત્તર ભેદ ઘણા થાય છે જેમાં રાજ્ય વિરૂદ્ધ અને ધર્મ વિરૂદ્ધ વિગેરે અન્યાયનો સમાવેશ થાય છે એવુ અસત્ય વચન તથા અસત્ય શ્રદ્ધાનો ત્યાગ કરવો

**સવાલ-૧૦૨ મો**—એ વ્રત્ત કેટલે કરણે, કેટલે જોગે, કેટલી રીતીએ ને કેટલાગે આગે અહણ કરાય છે ?

ઊત્તર—પહેલા વ્રતની રીતે ચારે સવાલનો જવાબ સમજવો

**સવાલ ૧૦૩ મો**—એ વ્રત્તના કેટલા અતિચાર ટાળવા અને તે કેમ પ્રમારે ઉપજે છે ?

ઊત્તર—પહેલા વ્રત્તની રીતે પાચ છે અને તે પ્રમાદ સેવવાથી ઉપજે છે તે સહસાભખાણે અર્થાત્ ખોટા

અ ગ ચ ાના વિગેરે પાચ દોષ ગણાય છે તેનો સમજીને પરિત્યાગ કરવો

---

## ત્રીજા વ્રત વિષે

**સવાલ ૧૦૪ મો**—ત્રીજુ વ્રત ધરણ કરતા શાનો ત્યાગ થાય છે ?

**ઉત્તર**—સ્થુલ અદત્તાદાનનો અર્થાત્ રજા શિવાય પરની વસ્તુ ઉપાડી લેવાથી લોકોમા નિંદા અને રાજ્ય તરફથી દંડ ભરવો પડે તેવી ચોરીનો ત્યાગ થાય છે

**સવાલ ૧૦૫ મો**—તે ચોરી કેટલા પ્રકારથી ગણાય છે ?

**ઉત્તર**—૭ પ્રકારથી ગણાય છે તે ખાતર પાડવુ પારકી ગાસડીઓ છોડી લેવુ, કુચી લાગુ કરી પારકા તાળા ઉઘાડી લેવુ, ધણીઆતી વસ્તુ જાણવા છતા ઉપાડી લેવી સથવારા લુટવા વિગેરે મોટી ચોરી ગણાય છે તેનો શ્રાવકો ત્યાગ કરે છે તેના કરણ જોગ, આગારો કાઢી પહેલા વ્રત પ્રમાણે આદરે છે એ વ્રતના પાચ દોષ છે અને તે પ્રમાદ સેવવાથી ઉપજે છે તેમા તસ્કર દ્વારે એટલે બહુ મૂલ્યની ચોરેલી વસ્તુ સસ્તી લેવી તે સ્તેનાહૃત દોષ છે ચોરોને ખર્ચની મદદ કરવી તે પ્રયોગ દોષ છે ખોટા માલને ખરાના રૂપમા આણી વેચવો અથવા ખરો બતાવી ખોટો આપવો તે તત્પ્રતિરૂપ દોષ છે રાજ્યવિરૂદ્ધ દાણ ચોરી કરવી તે વિરૂદ્ધ ગમન દોષ છે ખોટા તોલા માપ રાખવા તે કુડતોલ દોષ કહેવાય છે તેઓનો સમજણ પુર્વક ત્યાગ કરવો

## ચોથા વ્રત્ત વિષે

**સવાલ ૧૦૬ મો**—ચોથુ વ્રત્ત ગ્રહણ કરતા શાનો ત્યાગ થાય છે ?

ઊત્તર—પરસ્ત્રી અથવા પરપુરૂષની સાથે કામભોગ કરવાનો તેમજ પોતેજ સ્ત્રી પુરૂષ પોતા સબંધી કામ ભોગનો ત્યાગ કરે છે

**સવાલ ૧૦૭ મો**—એ વ્રત્ત ગ્રહણ કરનારાઓ કેટલીજાતનો સ્ત્રી પુરૂષોનો ભોગ ભોગવવાની બંધી કરે છે ? અને તેના કેટલા કરણ, જોગ કોટી ને આક ગણાય છે ?

ઊત્તર—જેઓ સર્વથા ભોગની બંધી કરે છે તેઓ દેવ સબંધી સ્ત્રી તથા પુરૂષના ભોગની બેકરણ, ત્રણ જોગ, ૭ કોટી ને તેત્રીસમે આંકે કરે છે મનુષ્ય તથા તિર્યંચના સ્ત્રી પુરૂષ સાથે ભોગ કરવાની એક કરણ એક જોગ, એક કોટી અને બગીઆમે આંકે બંધી કરે છે અર્થાત સોમમા દેવાના ન્યાયથી માત્ર કાયાનું મથન કરવાની બંધ પડેલા હોય છે

**સવાલ ૧૦૮ મો**—એ વ્રત્તમા કેટલા દોષ છે અને તે શાથી ઉપજે છે ?

ઊત્તર—પાંચ દેષ છે અને તે પ્રમાદથી ઉપજે છે તે જેવા કે ઇત્તરીઆ કહેતા કોઇએ ગ્રહણ કરેલી અથવા વીવાહીતા ન કરેલી હોય, કુમારીકા અથવા વિધવા હોય તેની સાથે અથવા તેવીજ રીતના ચાર પુરૂષ હોય છે, તેઓની સાથે ભોગ કરે, વિકાર વધે તેવી વારતા, કથા કે શરીરના અપલક્ષણ વીગેરે ચરિત્રો કરવા નિકટ-સબંધી સિવાય પારકી સગાઇ, સાટા, નાતરા મેળવી આપવા કન્યાનો હાથ પકડી તેનુ દાન આપવુ પોતે છટ રાખેના

કામભોગ ઉપર અતિ આશક્ત પડીને શરીરની મજબૂતાઇન
માટે ધાતુ કેર અને વિકાર વર્ધક ખોરાક ખાવાથી એ
વ્રતને દોષ છે માટે સમજણ પૂર્વક ત્યાગ કરવો

---

## પાચમા વ્રત વિષે

સવાલ ૧૦૯ મો—પરિગ્રહ એટલે શુ અને તે
કેટલા પ્રકારનો છે ?

ઊત્તર—પરિગ્રહ એટલે મનને ગમે તેવી વસ્તુ જે
કે સચેત અચેત અને મિશ્ર થોડા મૂલ્યની અથવા
વધારે મૂલ્યની, સૂક્ષ્મ અથવા સ્થૂલ એ સર્વ ઉપર મા
મમતા રાખીને ગ્રહણ કરવુ તે પરિગ્રહ કહેવાય છે, ?
તેના નવ પ્રકાર છે

સવાલ ૧૧૦ મો—નવમાથી પહેલો કયો ? તેના
કેટલા પ્રકાર છે ?

ઊત્તર—પહેલો હળથી ખેડાય તે ખેતર છે તેના
ત્રણ પ્રકાર છે તેમા જે રેટ તથા કોસથી પાણી પાય
તેને શેતુ ક્ષેત્ર કહેવાય છે વરસાદના પાણીથી જે પાકે
તેને કેતુ ક્ષેત્ર કહેવાય છે ઉપરની બેય રીતે પાકે તે ઉભ
ક્ષેત્ર કહેવાય છે

સવાલ ૧૧૧ મો—બીજો પ્રકાર કયો ?

ઊત્તર—વસ્તુ એટલે ઘર વિગેરે બાંધેલી જમીન
ના ત્રણ ભેદ છે ભોયરાવાળુ ઘર તે ખાત ભૂમિ કહેવાય
બીજુ એક પછી એક માળ બાંધવા તે ઉચ્છ્રીત ભૂમિ કહે
ત્રીજુ ભોયરા તથા માળ બેને કરાવવા તે ખાતો
ભૂમિ કહેવાય ત્રીજુ રૂપુ ચોથુ સોનુ અને પાચમુ
છે તે ધનના ચાર પ્રકાર છે એક ગણત્રીએ વેચાય

તે, બીજુ તોળીને વેચાય તે, ત્રીજુ ગજ વતી ભરીને વેચાય તે, અને ચોથુ પરીક્ષા કરી વેચાય તે એ ચારનો સમાવેશ ધનમા થાય છે છઠું ધાન્ય તે ચોવીસ જાતનું અનાજ છે સાતમું દુપગ તે બે પગવાળા નોકર વિગેરે આઠમુ ચોપગ તે ચાર પગવાળાં ગાય, ભેસ વિગેરે નવમુ તમામ જાતનો ઘરવખરો એ નવ ઉપરથી મમતા ઘટાડીને તેની હદ બાધવી

**સવાલ ૧૧૨મો**—એ વ્રત્ત કેટલા કરણ, જોગ, ભાગી ને આકથી આદરાય છે ?

**ઉત્તર**—એક કરણ, ત્રણ જોગ, ત્રણ કોટી ને તેરમે આકે આદરાય છે

**સવાલ ૧૧૩**—એ વ્રતનો કેટલા અતિચાર છે અને તે કેમ કરવાથી ઉપજે છે ?

**ઉત્તર**—ઘર તથા ખેતર વિગેરેની કરેલી હદ ઉપરાંત રાખવા તે, આદિ પાચ અતિચાર છે, અને તે પ્રમાદ સેવવાથી ઉપજે છે માટે સમજણ પૂર્વક પરિત્યાગ કરવો

---

## ગુણ વ્રત્ત વિષે.

**સવાલ ૧૧૪**—ગુણવ્રત્ત કેટલાં અને પહેલું કયું ?

**ઉત્તર**—ત્રણ છે તેમા પહેલું દીગ પરિમાણ એટલે ૭ દિસે જા, આવ કરવાની હદ કરવી તેનું ઉપનામ દીશી વ્રત છે

**સવાલ ૧૧૫મો**—દીશા કેટલી અને તેમા કેટલી ઉપ દીશાનો સમાવેશ થાય છે ?

**ઉત્તર**—ઉંચી, નીચી અને તીછી એ ત્રણ છે તેમા પૂર્વાદિક ચાર ઉપદિશા તથા ઇશાન વિગેરે ચાર

અતર દિશા એ આમેનો સમાવેશ થાય છે

સવાલ ૧૧૬ મો—કુલ કેટલી દિસાઓ છે ને તો ગણવાનુ શુ પ્રયોજન છે ?

ઉત્તર—કુલ દસ દિશાઓ છે આશ્રવ રોકવા અથ તેમા જવા આવ કરવાની હદ બાધવી એ પ્રયોજનછે

સવાલ ૧૧૭મો—એ વ્રત્ત કેટલા જોગ કરણ ને ભાગી તથા આકથી આદરાય છે ?

ઉત્તર—બે કરણ ત્રણ જોગ છ ભાગી ને ત્રેવીસમે આકે આદરાય છે

સવાલ ૧૧૮—એ વ્રત્તના અતિચાર કેટલા ને તે કેમ કરવાથી ઉપજે છે ?

ઉત્તર—ઉચી દીશા વિગેરે દીસાઓમા જવા આવ કરવાની બાધેલી હદ ઉપરાત જવાઆવ કરવાથી પાચ દોશ ઉપજે છે અને તે પ્રમાદ સેવવાથી થાય છે માટે સમજણ પૂર્વક પરિત્યાગ કરવો

---

બીજા ઉપભોગ, પરિભોગ, પરિમાણ ગુણ વ્રત્ત વિષે.

સવાલ ૧૧૯ મો—ઉપભોગ એટલે શુ ?

ઉત્તર—ભોજન પાન વિગેરે જે ચીજ એકજ વાર વાપરવાને કામ આવે તે ઉપભોગ કહેવાય

સવાલ ૧૨૦ મો—પરિભોગ એટલે શુ ?

ઉત્તર—શ્રગાર પોષાક વિગેરે જે ચીજ ઘરવખત વાપરવાને કામ આવે તે પરિભોગ કહેવાય

સવાલ ૧૨૧ મો—તે વ્રત્તના મુળ ભેદ કેટલા અને તે કયા ?

ઉત્તર—મુળ ભેદ બે છ તેમાં પહેલો ભોજન પાન વિગેરેનો તથા બીજો કમ એટલે વેપારનો એ બે

સવાલ ૧૨૨મો—શ્રાવકોએ કેવું ભોજન પાન કરવું?

ઉત્તર—મદિરા, તાડી વિગેરે તુચ્છ ચીજો ન પીવી, માંસ ભક્ષણ તથા મધ, માખણ, કંદમુળ વિગેરે બત્રીસ અનંતકાય, ત્રસજીવ ચડેલા બોળઅથાણા તથા તથા બાવીશ જાતના અભક્ષ્ય તે ઉંબર, ઉમર, બોર, ન, પિપરના પેપા વિગેરે કે જે ખાવા અયોગ્ય છે તે સિવાય ખાતા અને ઉચ્ચ પ્રકારના ભોજનપાન કરવામાં પણ હદ બાંધવી

સવાલ ૧૨૩ મો—એ વ્રત કેટલા કરણ જોગ, કોટી ને આઠ આગાર છે?

ઉત્તર—એક કરણ, ત્રણ જોગ, ત્રણ કોટી ને તેરમે આઠ આગાર છે

સવાલ ૧૨૪મો—એ વ્રતના કેટલા અતિચાર અને તે શાથી ઉપજે છે?

ઉત્તર—વીશ છે અને તે પ્રમાદ ગેરસાથી ઉપજે છે

સવાલ ૧૨૫ મો—વીશમાંથી ભોજનના કેટલા અને કર્માદાનના કેટલા?

ઉત્તર—ભોજનના સચેત આહાર, એ વિગેરે પાંચ છે, અને કર્માદાનના ઇંગાલકર્મ વિગેરે પંદર છે

સવાલ ૧૨૬ મો—કર્માદાન એટલે શું?

ઉત્તર—કર્મની આવક આવવાના રસ્તા તેને કર્માદાન કહે છે

સવાલ ૧૨૭ મો—એ પંદર કર્માદાનમાં કર્મના કેટલા, વેપારના કેટલા અને સામાન્ય દોષ કેટલા?

ઉત્તર—અંગાર વિગેરે પહેલા પાંચ દોષ કર્મના છે દાંત ખરીદવા વિગેરે બીજા પાંચ દોષ વ્યાપારના છે યંત્ર તે પાપી, ચરખા વિગેરે ત્રીજા પાંચ દોષ સામાન્ય છે તે સર્વ મળી પંદર કર્માદાન દોષ થાય છે

સવાલ ૧૨૮ મો—એ પંદરમાંથી શ્રાવકને કર[વા]
યોગ્ય છે કે કેમ?

ઊત્તર—એ પંદરમાંથી કેટલાએક લોક વિરૂદ્ધ અને
ધર્મ વિરૂદ્ધ કુવ્યાપાર ગણાય છે, તે કરવા ઉચિત નથી

સવાલ ૧૨૯ મો—જે પાંચ દોષ કર્મના છે તેમાં
કયા કયા ધંધાનો સમાવેશ થાય છે?

ઊત્તર—પહેલો ઈંગાલ કર્મ તેમાં કાષ્ટ બાળી તેના
કોયલા વેચવા, તે સિવાય અગ્નીના આરંભવાળા ધંધા જે
કે સોની લુહાર કુંભાર ભાડભુંજા હલવાઈ ને
કંસારા વિગેરેના વ્યાપારનો સમાવેશ થાયછે બીજા વન કર્મમા
બાગ બગીચા રોપાવવા વન સન કપાવવાં છેદન ૧ ભેદન ૨
ખાંડવા પીસવા વિગેરેનો સમાવેશ થાયછે ત્રીજા સાડી એ
ટલે શકટ અર્થાત્ ગાડાં, વહેલ રથ, ડમણીઆં વિગેરે નવાં
કરાવી જથ્થા બંધ રાખવા તથા ચોથો ભાડી કર્મ તેમા મજ
ફુર ગાડા વિગેરે તથા ભાડે ઊંટ મહિષ ૩ ખર ૪ ખચ્ચર,
ઘોડા વિગેરેના ભાડા લેવાનો સમાવેશ થાયછે પાંચમા ફોડી
કર્મમા ચોવીશ જાતના અનાજનાં ખળાં કરાવવાં દળાવવા,
ભરડાવવા ખાંડવા કુટવા વીગેરે તથા પૃથ્વી ફોડવી ને કુવા,
વાવ સરોવર વીગરેના કંટ્રાક્ટ રાખવા વીગરેનો સમાવેશ
થાય છે એવાં પાંચ સામાન્ય કર્મ વિવેકી શ્રાવક કરતા નથી

સવાલ ૧૩૦ મો—પાંચ કુવ્યાપાર કોને કહોછે ને
તેમા કેટલા વ્યાપારનો સમાવેશ થાયછે

ઊત્તર—પહેલા દંતવાણીજ્યમાં દાંત નખ હાડ,
ચર્મ શીંગડાં શંખ કોડી, કસ્તુરી વિગેરેનો સમાવેશ થાયછે,
બીજા લખવાણીજ્યમાં લાખ ધાવડીનાં ફુલ કસુંબો હડ
તાળ મણસીલ ગળી મહુડાં ટંકણખાર વિગેરે દેવાથી

---

૧ કાપવું ૨ વિંધી નાખવું તે ૩ પાડા ૪ ગધેડા.

બીજા જીવોનું મૃત્યુ થાય તેનો સમાવેશ થાયછે ત્રીજા રસ વાણીજેમા ચાર મહા વિગય જેવા કે ધૃત, ગોળ, તેલ, દુધ દહી, વિગેરે ઉચા રસનો સમાવેશ થાયછે ચોથા કેસવાણી જેમા મોર, સુડા, મનુષ્ય વિગેરે બે પગવાળાનો વ્યાપાર તથા ગાય, ભેસ, ઘોડા વિગેરે ચાર પગવાળાનો સમાવેશ થાય છે પાચમા વિષવાણીજેમા શોમલ, શીંગડીઓ વછનાગ, અફીણ સાકુ ભાગ તથા ઝેર વિગેરેથી ઘણા જીવો મરે તેનો સમાવેશ થાય છે એવા વ્યાપાર કરવા ઉચિત નથી

સવાલ ૧૬૧ મો—સામાન્ય વેપાર કેટલા ને તેમા કેટલા વ્યાપારનો સમાવેશ થાય છે ?

ઉત્તર—તેપણ પાચ છે તેમા પહેલા યત્ર કર્મમા, શીલા ઘડવી, ખાડણીઆ, સાબેલા વિગેરે બનાવી વેચવા તે યત્ર કમ છે તેમજ પીલણ કર્મમા ઘાણી, ચરખા,જીન વિગેરેમા તલ, સરસવ, એરંડી, તથા કપાસ વિગેરે પીલ વાનો સમાવેશ થાય છે બીજા નીલછન કમમા નિદયપણે કાન, નાક કાપવા, વિધવા સ્ત્રીકમર બાળવા જાનવરો તથા મનુષ્યને નાજર કરવા વીગરે અનેકનો સમાવેશ થયો છે ત્રીજા દવગ્ગીને દાવણી એટલે અમુક સ્થળો બાળવા માટે અગ્નિનો દાહ કરવો તેમા મહા પાતકી કર્મનો સમાવેશ થાય છે ચોથા જળસોસણીઆમા સરોવર-દ્રહ તળાવ, કુવા, વાવ વિગેરે ઉલેચાવવાનો કનાકટ રાખવા વિગેરેનો સમાવેશ થાય છે પાચમા અસજઈ પોસવા એટલે અમ જતી પોષણ કરવા તે, જેમ કે કુતરા, બિલાડા નહાર સીંહ ચિત્રા વિગેરે તથા છોકરા, છોકરીઓ વેચાતા લઇ પાળીને વેચવા, તેઓની પાસે કુકમ કરાવી ઉપજ લેવી તેમા સવ નિરદયાચારીઓનો સમાવેશ થાય છે એ પાચ પણ સામાન્ય

કમના વ્યાપાર ગણાય છે તે શ્રાવકોને કરવા અયોગ્ય છે એ પંદર કર્મ વ્યાપારના તથા પાંચ બેજનના મળી કુલ વીશ અતિચાર છે અને તે પ્રમાદ શેવવાથી થાય છે તેનો સમજણ પૂર્વક પરિત્યાગ કરવો

---

## ત્રીજા અનર્થાદંડ ગુણવ્રત વિષે

સવાલ ૧૩૨ મો—આ વ્રત અનર્થાદંડ કેમ કહેવાય છે ?

ઊત્તર—પોતાની મતલબ સિવાય પારકા મયમા અભિમાનથી જોડાઇને નિરર્થક કમનો દંડ ઉપાર્જન કરવાથી કહેવાય છે

સવાલ ૧૩૩ મો—એવા દંડના કેટલા પ્રકાર છે અને તે કયા ?

ઊત્તર—ચાર છે તેમા પહેલો "અપધ્યાના ચરિત અનર્થ દંડ" તેમાં આર્ત તથા રૌદ્ર ધ્યાનના આધારે સાયથી વૈરીને હુગ્યા બાધવા મારવા કે તેના ગામ ઘર વિગેરે બાળવા પ્રચ્છીત ઓસાયે વૈભવ લેવો, વિગેરે માઠા ધ્યાનનો સમાવેશ થાય છે (૧) બીજો 'પ્રમાદ ચરિત અનર્થ દં', તેમા ચાર વિકથાઓ કરે તેનો તથા પ્રમાદ વરે ઘી તેલ દુધ દહીં વિગેરેના ઠામ ઉઘાડા મેલવાથી જીવહિંસા થાય વિગેરેનો સમાવેશ થાય છે (૨) ત્રીજો હિંસ પ્રદાન અનાર્થ દંડ તેમા ઘંટી ખાંડણી વિગેરે પાપો ગરણુ પરને માગ્યા આપવા વિગેરેનો સમાવેશ થાય છે (૩) ચોથો પાપ કર્મોપદેશ અનર્થ દંડ તેમા ધર્મ વગરની આશાએ પાપો ઉપદેશ કરે તે જેમકે નહાનુ ધોનુ બાળવુ ખેડવુ છેદવુ ભેદવુ વિગેરેનો સમાવેશ થાય

છે એ ચારે અનર્થાદડથી શ્રાવકે નિવૃત્ત થવુ યોગ્ય છે

સવાલ ૧૩૪ મો—સ્વાથ દડ કોને કહો છો ?

ઊત્તર—ખાસ પોતાનાજ ઘર કાયો સુધારવા તથા તીકટ સબધીઓ ના કાર્યોમાં જોડાવુ તેને કહે છે.

સવાલ ૧૩૫ મો—એ વ્રતના કેટલા અતિચાર અને તે શાથી ઉપજે છે ?

ઊત્તર—પાચ છે તેમા પહેલો "કદ્પે" એટલે કદ્પ તે વિષય વિકાર ઉપજે તેવી વિકથાઓ તથા વાતાઓ કહેવી સાભળવી (૧) બીજે "કુકુઇએ" એટલે હાથ, પગ, આખ વિગેરે શરીરની કુચેષ્ટા કરીને ભાડ, ભવાયાની આફક ચરિત્રો કરી હાસ્ય ઉપ્તન્ન કરાવવુ (૨) ત્રીજે મોહ રીએ એટલે મુખરીક તે વગર વિચાર્યા અઘટીત શબ્દો ચ્ચાર કરવા (૩) ચોથો અહિગરણે એટલે પાપની ચીજે જોડી કરી રાખવી તથા તેની લેવડ દેવડ કરવી (૪) પા ચમો ઉપભોગ, પરિભોગ, અતિરિક્ત એટલે ૯૬ ઉપરાત ખાવા, પીવા કે પહેરવા, ઓઢવા, વિગેરે ચીજોનો સગ્રહ કરવાથી બીજાઓને તેની લાલચ વધે (૫) એ પાચ અતિ ચાર છે અને તે પ્રમાદ સેવવાથી થાય છે તેનો ત્યાગ કરવો

સવાલ ૧૩૬ મો—એ વ્રત કેટલા કરણ, જોગ, કોટી અને આકથી આદરાય છે ?

ઊત્તર—બે કરણ, ત્રણ જોગ, છકોટી, અને તેત્રીસમે આંકે આદરાય છે

સવાલ ૧૩૭ મો—ઉપરના ત્રણેને ગુણવ્રત કહેવાનું પ્રયોજન શું ? અને તે કોને ગુણ કરે છે ?

ઊત્તર—પ્રથમના પાચ સ્થૂળ વ્રત ગ્રહણ કરનારાઓને ઉપરના ત્રણે ગુણ વ્રતની ક્રિયા મુજબ વર્તવાથી મહા ગુણ પ્રાપ્ત થાય છે કેમ કે ગુણ વ્રતની મદદથી સ્થૂળ વ્રત પાળે છે

સવાલ ૧૩૮ મો—સ્થુલ વ્રત પાળનારાઓને ગુણ વ્રત કેવી રીતે મદદગાર થાય છે ?

ઊત્તર—પાંચ સ્થુળ વ્રત ગ્રહણ કરનારો પોતે પોતાની સમજશક્તિ મુજબ હિંસા વગેરે પાંચ આશ્રવના પ્રમાણથી દેશ ભાગ એટલે જેટલા પાળી શકાય તેટલા નિયમ ગ્રહણ કરે છે તે સિવાય પોતાનો ગૃહસ્થાશ્રમ જેટલા આશ્રવની છૂટ રાખવાથી ચાલે તેટલા આશ્રવ કરી હદમાં રહી સેવવા તો માટે છઠ્ઠું વ્રતની ક્રિયા મુજબ હદ બાંધે છે તે પણ છૂટ રાખેલા આશ્રવમાંથી ઉપભોગ પરિભોગને અર્થે એક દિવસમાં કેટલા પદાર્થો સેવવા તે વિગેરે વિધિ કરી શકાય છે તેથી સમજવું કે સાતમું વ્રત ગુણ કર્તા થયું એવી રીતે ઉપભોગ પરિભોગના પદાર્થો પોતાના તથા નિકટ સંબંધીઓના સ્વાર્થ માટે સેવે છે પરંતુ નિસ્વાર્થે પારકા માટે અનર્થ દંડ સેવતા નથી એવી ધારણા ઉપરથી સમજવું કે આઠમું વ્રત ગુણકર્તા થયું એમ ત્રણે વ્રત ગુણ કર્તા થાય છે અને તેની મદદથી પ્રથમના પાંચ વ્રત પવિત્રપણે પાળી શકાય છે

---

## શિક્ષા વ્રત વિષે

સવાલ ૧૩૯ મો—શિક્ષા વ્રત એટલે શું ? ધાર્મિક માર્ગોમાં તે શું મદદ કરે છે અને તે કેટલા છે ?

ઊત્તર—શિક્ષા એટલે પુરી સમજણ લેવી તે અને વ્રત એટલે સમજણ પૂર્વક વર્તવું અર્થાત્ તે કાર્યમાં પ્રવેશ કરી ઉ-ચ્ચીત રીતે પ્રાપ્ત કરવું તે કહેવાય છે તે જેમકે કોઈ હિત શિખામણ આપનારો શિક્ષક શિષ્ય વર્ગને નીતિશાસ્ત્રનો

અભ્યાસ કરાવે છે અને તેને આધારે સહેલાઇથી લક્ષ્મી ઉપાર્જન કરી સુખી છતા ભોગવી શકે તેવો રસ્તો બ તાવે છે તેમજ સ્થુળવ્રત તથા ગુણ વ્રતનો અભ્યાસ કરવા ઉપરાત પોતાના હિતને માટે શિક્ષાવ્રતી [ શિક્ષણ લઇ તેની ક્રિયા મુજબ વર્તનારાઓ અતરે ક યાણીક કાર્યમા ફતેહમદ નીવડે છે, અને તેના વ્રત ચાર છે

**સવાલ ૧૪૦ મો**—એ વ્રતમાથી પહેલુ વ્રત કયુ અને તે ગ્રહણ કરનારાઓને શુ ફળ પ્રાપ્ત કરાવે છે?

**ઉત્તર**—એ નવમુ સામાયક વ્રત છે તેમા સમજણ પૂર્વક પ્રવેશ કરનારાના ત્રણ જોગને સમાધી કરાવે અર્થાત્ પોતાને આધિન કરાવે છે

**સવાલ ૧૪૧ મો**—પોતાને આધિન થવાનુ લક્ષણ શુ છે?

**ઉત્તર**—રાગ તથા દ્વેષ એ બેમાંના પતાધિ પણામા જેટલી ઘટપડે તેટલીજ સમાધિ વધે છે તેજ પોતાનુ આ ધીનપણું સમજવુ

**સવાલ ૧૪૨ મો**—એ વ્રતમા પ્રવેશ કરતા પહેલા ત્રણ જોગ કિયે ખાતે જોડેલા હતા ?

**ઉત્તર**—દુ પ્રતિ ધ્યાનમા

**સવાલ ૧૪૩ મો**—દુ પ્રતિ ધ્યાન એટલે શુ ? તે કેટલા અને કેમ ઓળખાય છે ?

**ઉત્તર**—" દુષ્ટ ધ્યાન " અર્થાત્ સાવદ્ય કહેતા પાપ પ્રકૃતિમાં પ્રવેશ કરવો, તેને કહે છે, તેના ત્રણ પ્રકાર છે તેમા મનથી પાપનુ ચિંતવન વચનથી તેનુ કથન અને કાયાથી તેવાં દુષ્કૃત્યો કરવા પ્રવર્તક થવુ તે તેના લક્ષણ છે ચોથા વચનમા " અણુવ્રીય ' કહેતા અણવ્યવસ્થાન અથાત્ સામાયકનો નિયમિત વખત પૂર્ણ થવા અગાઉ, અ થવા અનાદરથી તે વ્રત પાળવુ, કે ગ્રહણ કરવુ પાચમા

વચનગા " સઘ આકરણીઆ ' કહેતા પ્રમાદ તથા નિદ્રાથી તે મત્ત અહણ કરવા કે તેથી છૂટા થવાના ઉપયોગથી શુન્ય રહેવુ એ પાચમા જોડવુ તે પરાધિન છે, અને તેથી અટકવું તે સ્વાધીન છે તેનેજ સમાધી અર્થત્તા સમતા કહે છે

સવાલ ૧૪૪ મો—એવુ સામાયક લેવા છતા મનું નિગ્રહ થતું નથી તેથી પાપના કાર્યનુ અનુમોદન થઇ જાય છે અને તેવાજ કારણથી સામાયક ભગનો દોષ ઉત્પન્ન થાય છે તેને લીધે પ્રાયશ્ચિત કરવુ પડે છે તે બદલ તેવુ સામાયક મત્ત લેતા અટકવામા શુ ગેરવાયદો ?

ઉત્તર—તેવુ વચન શ્રવણ કરવુ તેજ અયોગ્ય છે, તો ગ્રહણ કરવાનું તો હોયજ ક્યાંથી ? સામાયકે બે કરણ ત્રણ જોગથી પોને પાપ કરવુ તથા કરાવવુ બધ કરેલુ છે પરતુ અનુમોદન તો બધીમા આવેલુજ નથી તેનો દોષ લાગે છે તે સિવાય છદ્મસ્થીમાથી કવચિત મનની ચપળતાને લીધ સદોષ મત્ત થયુ સમજાય તો પશ્ચાતાપ પૂર્વક મિથ્યા દુષ્કૃત્ય કહેવાથી છુટી શકાય છે પરતુ ન કરવુ એ શબ્દ, નિરૂપયોગીપણાનુ ભાન કરાવે છે એટલુજ નહિ પણ ' અત્યતાભાવ ' અર્થાત્ સામાયકનુ ઉછેદપણુ—અભાવ બતાવે છે આ ઉપરથી સર્વ વીર્તિ સજમ રૂપ સામાયકનુ પણ ખડન સભવે છે તેથી આજ્ઞમાં સજમની પણ નાસ્તી કરશે સમ્યગસૂત્રને મતે તો પચમ કાળના અત સુધી તે કાર્ય કરવાના અધિકારી કહ્યા છે તેમ છતા અતિક્રમાદિ દૂષણ આવે તો તે કાણનુ પ્રાયશ્ચિત કરવા ઉદ્યોગ કરવો તે સમકિતનુ કૃત્ય છે તે જેમકે —

अहीहाक थायर कमय, उस्सुयेवयणंमणतीमंमणुनं,
पायाछेत्तं जम्हा मकये, लहुय कय गुरुयं

इति वचनात् उत्तम कृत्य हमेशां फळरुप नीवडे छे, एम समजी दरेक रीते निर्दोष रहेवा अभ्यास जारी राखवाथी उपसम भावी सा यक पुण्य वृद्धिनु कारण थइ पडे छे, अने क्षायक भावी स…क मोक्ष हेतु थइ पडे छे, पण निष्फळ तो बेशक नथीज

---

## बीजा शिक्षा व्रत विषे

सवाल १४५ मो—बीजु शिक्षाव्रत कयु ? ते ग्रहण करनारने शु फळ प्राप्त कराने छे ?

उत्तर—ए दिशाओमा जा, आव करवानी वृत्तिनु छे तेमा प्रवेश करनारने मात्र तेटलीज हदनु आश्रव लागे छे, पण ते उपरात लागतु नथी

सवाल १४६ मो—दिशानी हदतो छट्ठा व्रतमा करेली छे छता फरी करवानु प्रयोजन शु ?

उत्तर—प्रथम करेली ते जीवीत पर्यंत सुधी छे, तेमाथी हमेशा घटाडीने जरुर जेटली छूट राखवी

सवाल १४७ मो—आ व्रतमां केटला करण, जोग, कोटी ने आकथी दिशामा जवानी हद कराय छे अने ते क्या सुधी पाळवानु छे ?

उत्तर—एक करण, त्रण जोग, त्रण कोटी अने तेमा आंकथी कराय छे, ते आवता सूर्योदय सुधी पाळवानु छे

सवाल १४८ मो—हद बाधेली जग्या तमाम शा उपयोगनी छे ?

उत्तर—आवता सूर्योदय सुधी तेटलीज हदमा रहीने खावा, पीवा, पहेरवा, ओढवा विगेरे उपभोग परिभो-

ગના પદાર્થો લેવા યા કામગજ કરવાના ઉપગોગની છે પરંતુ તે ૯૦ ઉપરાતનો કોઇપણુ પદાર્થ લેવાય નહિ

સવાલ ૧૪૯ મો—તેવા ઉપભોગ, પરિભોગ લેવાની બાધી કેટલા કરણ જોગ કોટી ને આકથી કરાય છે ?

ઊત્તર—એક કરણ, એક જોગ એક કોટી ને અ ગીઆ - આકથી કરાય છે

સવાલ ૧૫૦ મો—બીજા વ્રતાની રીતે આ મત કેવળ પોતેજ છે કે કોઇ બીજા મતોનુ મિશ્રણ થયેલું છે?

ઊત્તર—છઠ્ઠા તથા સાતમા મતનુ મિશ્રણ થવાથી દશમુ મત એનુ નામ પડેલું છે

સવાલ ૧૫૧ મો—આ મતનુ ઉપનામ શું ?

ઊત્તર—સવર પોસહ

સવાલ ૧૫૨ મો—સવર તો જૈનના સર્વે મતને કહેવાય છે, તો માત્ર એકને સવર કેમ કહો છો ?

ઊત્તર—આ મતના જઘન મધ્યમ ને ઉત્કૃષ્ટ ત્રણ વિભાગ છે અને તે ત્રણે રીતથી ગ્રહણુ કરી શકાય છે તેથી સવર પોસહ કહેવાય છે

સવાલ ૧૫૩ મો— ત્રણુ રીત કેવી રીતે કહો છો?

ઊત્તર—પહેલી તો એ છે કે વર્તમાન સર્યોદયથી આવના સર્યોદય સુધી ચૌદ નિયમની ધારણા કરીને ગૃહ વાસમા જેવુ તે બીજી ફાસુક[1] અનપાણી તથા ખપતા વસ્ત્ર લેઇ ધર્મ સ્થાનકે દયા પાળવામા વખત ગુજારવો તે, અને ત્રીજી પાણી સિવાય પણુ આહારની બધી સાથે ઉ પવાસ પૂર્વક પાચ આશ્રવ સેવવાની બધી કરી ધર્મ સ્થા નકમા રોકાવુ તેને ઉત્કૃષ્ટ સવર પોસહ કહે છે

[1] નવો આરભ કરવાને બદલે કલ્પતુ ભોજન પાન હાજર હોય તે

સવાલ ૧૫૪ મો—તમો સવર શબ્દ કોને કહો છો ?

ઊત્તર—મન તથા ઇંદ્રિઓ પાપના કામ સાથે સબંધ રાખતા હોય તે સબંધેને ધ્યાન પૂર્વક છુટા પાડીને ધાર્મિક કાર્ય સાથે નિકટ સબંધ લાવવો તેનું નામ સવર કહેવાય છે

સવાલ ૧૫૫ મો—જો સવર શબ્દનો ... રિક રીતે એમ છે તો મૂળ તથા ઉત્તર વ્રત વિગેરે ... મુજબ વર્તવું, તે સર્વ સવર કહેવાય કે કેમ ?

ઊત્તર—હા એ સર્વેના સમાવેશ સવર કરણીમાંજ થાય છે તે નિ સદેહ છે

---

## ત્રીજા શિક્ષા વ્રત વિષે.

સવાલ ૧૫૬ મો—ત્રીજું શિક્ષા વ્રત કયું ? અને તે કેટલા પ્રકારથી થાય છે ? અને તે વ્રતની હદનો વખત કેટલો છે ?

ઊત્તર—ત્રીજુ પોષધોપવાસ વ્રત છે, તેમા ચાર પ્રકારથી આત્માનું પોષણ કરવુ કહ્યુ છે તે પોષણ કરવાના જઘન, મધ્યમ ને ઉત્કૃષ્ટ એ ત્રણ પ્રકાર છે તેમાંજ તેની હદના વખતનો સમાવેશ થાય છે

સવાલ ૧૫૭ મો—કેવી રીતે આત્માનુ પોષણ કરવુ ?

ઊત્તર—પહેલો જઘન આહાર પોસહ, તે આહારમાં ઘટ પાડવાથી કહેવાય છે, તેમાં આયંબીલ, નીવીના તપ સાથે લગતી ક્રિયા કરવી બીજો મધ્યમ આહાર પોસહ, તેમા ત્રણ આહારની બંધી કરવી એ બે દેશથી પોસહ કહેવાય છે ત્રીજો ચાર આહારની બંધી કરે, તે આહારના સબંધે સર્વ પોસહ કહેવાય છે બીજો શરીર પોસહ, તેમા સ્નાન

વીનેપન વસ્ત્રાભૂષણ નખ, કેસ, રોમ સમારવા તેલ ફુલેલ આદિ લેપ કરવા, વિગેરે શરીર સરકાર કરવાનો સર્વથા ત્યાગ કરવાથી થાય છે, માને બ્રહ્મચય પોસહ, તે સર્વથા પ્રકાર સ્ત્રી તથા પુરૂષ સાથે કુશીલ સેવવાના પરિત્યાગથી થાય છે ચોથે અવ્યાપાર પોસહ, તે સર્વથા પ્રકારે ગૃહસસાર વિષે કામભાજનો પરિત્યાગ કરવાથી થાય છે એ ચાર પ્રકારથી આત્માનું પોષણ કરી પ્રવૃત્તિના કાર્યથી નિવત્ત થવુ, તે પોસહ કહેવાય છે

સવાલ ૧૫૮ મો—એ વ્રત કેટલી હદ સુધીનું છે ?

ઊત્તર—[1]અંતર્મુહુર્ત વિગેરે અહોરાત્રિ પૂર્ણ થા ત્યા સુધીનુ છે

સવાલ ૧૫૯ મો—સર્વ ભેદ આઠ પહોર સુધી કહે છે તો તમે અંતર્મુહુર્ત આદિ કેમ કહો છો ?

ઊત્તર—અંતર્મુહુર્ત આદિ કહેવાય છે તેમા પોસહ કરનારની સ્થિરતા ઉપર આધાર છે કેમકે પોસહ કરનારની સ્થિરતા અંતર્મુહુર્તની હોય તો તે તેટલી હદ સુધી કરીને છૂટો થાય છે તે જઘન હદ કહેવાય છે દિવસના ચાર પહોર અથવા રાત્રિના ચાર પહોરની સ્થિરતા હોય તો તેટલી હદ સુધી કરીને છૂટો થાય છે, અને તે પોસહની મધ્યમ હદ છે કેવળ અહોરાત્રિની સ્થિરતા હોય તો પ્રતિપૂર્ણ વખત સુધી કરીને છૂટો થાય છે તે પોસહની ઊત્કૃષ્ટ હદ છે એ ત્રણે હદનો સમાવેશ જાવ શબ્દમા થાય છે અને તે પ્રાકૃત[2] વચન છે

સવાલ ૧૬૦ મો—આઠ પહોરના પોસહ સિવાય જઘન તથા મધ્યમ વખત માનવાનું શુ પ્રમાણ છે ?

---

[1] અંતર્મુહુર્ત બે ઘડી પુરી બેઘડી નહિ પણ તેની અંદરનો વખત

[2] સાવ ત્રીક શબ્દ છે.

ઊત્તર—ભગવતીજીસુત્રમા સંખજીએ પોસહ કરેલ છે એવી ખબર તેની સ્ત્રી તરફથી મળી તેમ છતા પોખળી શ્રાવક પોષધશાળામા પ્રવેશ કરી પોસહના વખતની ખાતરી કરવા, શખજીને જમવાનું આમત્રણું કર્યું તેના જવાબમાં ઉત્કૃષ્ટ પોસહનો વખત બતા યો છે તેથી રોષ ભાવે પાછા ફરવુ પડયુ, સારાશ એજ કે, માત્ર આદેજ પટેર છે, તો પોખળી શ્રાવક જાણકાર હોઇને પોતાનો અવિવેક જાહેર કરવા તેની પાસે જવા જરૂર ન રાખે

સવાલ ૧૬૧ મો—એ એક વ્રત ગ્રહણ કરવા વ ખતે તેમા કેટલા વ્રતનો સમાવેશ થાય છે ?

ઊત્તર—તેમાં શ્રાવકના સર્વે વ્રતનો સમાવેશ થાય છે કેમકે પ્રથમના સર્વ વ્રતોમા રાખેલી છૂટ આ એકજ વ્રત ગ્રહણ કરવાથી બધ થાય છે

સવાલ ૧૬૨ મો— આ વ્રત કેટલા કરણ, જોગ, કોટી ને આકથી ગ્રહણ થાય છે?

ઊત્તર—એ કરણ, ત્રણ જોગ, છ કોટી ને ત્રેવીસમા આકથી થાય છે?

સવાલ ૧૬૩ મો—આ વ્રતમા કેટલા અતિચાર છે અને તે કેમ કરવાથી ઉપજે છે ?

ઊત્તર—પાચ છે અને તે પ્રમાદ સેવવાથી ઉપજે છે

---

## ચોથા શિક્ષા વ્રત વિષે.

સવાલ ૧૬૪ મો— ચોથુ શિક્ષા વ્રત કયુ, અને તે ગ્રહણ કરનારને શુ ફળ પ્રાપ્ત કરાવે છે ?

ઊત્તર—એ વ્રતની વીધિ મુજબ અતિથિઓને ઉપભોગ પરિભોગની ચીજો આપવાનું છે જો તેઓની પરે

ઉ મુજબ શુદ્ધ ભાવથી આપી શકાય તો કર્મની કોટી ખપે છે અને છેવટ તિર્થંકર પદ પ્રાપ્ત કરાવે છે

સવાલ ૧૬૫ મો— તમો અતિથિ કોને કહો છો ?

ઊત્તર—મુની મહારાજાઓને અતિથિ કહેવાય છે કારણ કે તેઓએ લૈકિક તિથિ પર્વાદિકનો વ્યવહાર ત્યાગ ર્યો છે તેથી અથવા પદર તિથિમાથી અમુક તિથીએ અ મુક ઘરેથી ભોજન પાન વીગરે લેવુ એવો તેઓને પ્રતિબધ નથી અને ભોજનમાટે ગૃહસ્થને ઘેર આવે તેથી અતિથિ કહેવાય છે કહ્યુ છે કે—

तिथि पर्वोत्स्या सर्वे त्यक्त येन महात्मना
अतिथिं तं विजानीयात्, शेषमम्यागत विदु

જે મહાત્માઓએ તિથી અને પર્વોત્સવ સર્વે તજી દીધા છે તેમને " અતિથિ " જાણવા તે સિવાયના સર્વ અભ્યાગત મા ગણાય છે

સવાલ ૧૬૬ મો—સવિભાગ એટલે શુ ?

ઊત્તર—દાતારે પોતાના ઉપભોગ પરિભોગને માટે જે પદાર્થો મેળવ્યા હોય, તેમાથી ખપતા પદાર્થનો દેશ કાળ શ્રદ્ધા સત્કાર ક્રમસહિત પશ્ચાત કર્માદિ દોષ રહિત એવો વિશિષ્ટ ભાગ પ્રસગ મળે મુનિ જનોને આપવો તે

સવાલ ૧૬૭ મો—ગુરુ જનાની જોગવાઇ ન મળે તો શુ કરવુ ?

ઊત્તર—તે ચીજો ઉપભોગમા લેતી વખતે ભાવના ભાવવી અર્થાત ગુરુ જનોને આપવાની કલ્પના કરવા સિવાય વાપરવી નહિ

સવાલ ૧૬૮ મો—કેટલા પ્રખસ્થ દાન કરવુ અને તે ક્યા ?

ઊત્તર—ચૌદ પ્રમસ્તુ તે જેમ કે અન્ન વિગેરે

ચાર આહાર ( ૪ ), વસ્ત્ર ( ૫ ), પાત્ર ( ૬ ), એટલા તથા ખભે નાખવાની કાંબળ ( ૭ ), પાય પુછણુ કહેતા પાથરવાનું સથારીયુ અથવા રજોહરણ ( ૮ ), પાટ પાટલા ( ૯ ), ઓઠીગણનુ પાળીયુ ( ૧૦ ), સેજા કહેતા થાનક ( ૧૧ ), સથારો તે ખપતી પથારી ( ૧૨ ), ઔષધ તે એક ચીજ (૧૩), ભેષધ તે સુરણ પરમુખ ૧૪

સવાલ ૧૬૯ મો—એ ચૌદમાથી દીધા પછી પાછા લેવાય કે કેમ ?

ઊત્તર—તેમા એ વાત છે ને એમ કે પહેલા આઠ પ્રકાર દઇને પાછા લેવા તે અયોગ્ય છે તે સિવાય નવમેથી છેલ્લે સુધીના પાઢીઆગ અર્થાત્ તેઓ આજ્ઞા પૂર્વક યોગ્ય રીતે ભોગવીને પાછા આપે તો લઇ શકાય છે

સવાલ ૧૭૦ મો—અતિથિઓ સચેત તથા અચેત એ બે પદાર્થોમાથી કયા પદાર્થનુ ગ્રહણ કરે છે ?

ઊત્તર—કારણસર અચેત કલ્પતા પદાર્થો ગ્રહણ કરે છે પરતુ કદાચિત્ સચેતનું પણ ગ્રહણ કરે છે તેમા શિષ્ય તથા શિષ્યણીઓનો સમાવેશ થાય છે

સવાલ ૧૭૧ મો—અતિથિયોને કયા કાળમા દાન કરાય છે ?

ઊત્તર—દિવસના કાળમા જોગ હોઠ મળેથી

સવાલ ૧૭૨ મો—એ વ્રત કેટલા કરણ, જોગ, કોટી ને આકથી લેવાય છે ?

ઊત્તર—બીજા વ્રતોની રીતે આ વ્રતમા તેમ નથી, પણ તેનું પરમારથ એ છે કે તેઓ અકલ્પનીક લેતા નથી, તો દાતારે પણ તેનુ દાન કરવુ નહિ

સવાલ ૧૭૩ મો—જ્યારે દેવાની બધી છે તો બધ શબ્દમા કરણ, જોગનો સમાવેશ થાય છે કે કેમ ?

ઊત્તર—સમાવેસ થાય છે પણ તે પ્રતક્ષ રીતે નથી પણ પરોક્ષ છે વિશેષ તત્વાથ ગ્રન્થ

સવાલ ૧૭૪ મો—અતિથિયોને દાન કરવુ તે આશ્રવમા છે કે સંવરમા છે ?

ઊત્તર—પુણ્યાશ્રવ તથા સંવર એ બેમા છે

સવાલ ૧૭૫ મો—જો પુણ્યાશ્રવમા છે, તો પુણ્યના અનેક પ્રકારો છે તેમાથી કયો પ્રમાર છે ?

ઊત્તર—શુભાનુબધી પુણ્ય જેને પુણ્યાનુબધી પુણ્ય કહે છે તે

સવાલ ૧૭૬ મો—એવુ દાન કેવી કલ્પનાથી કરવુ?

ઊત્તર—પવિત્ર મનના સુપાત્ર અતિથિઓ મારા હાથનું કલ્પનીક દાન લઇ સતુષ્ટ થશે તેથી લોકોત્તર પક્ષે ઉતરોત્તર ધાર્મિક કાયમા પ્રવર્તક થઇ સજમ જીવતરનું સાર્થક કરશે એવી કલ્પનાથી દાન કરવુ

સવાલ ૧૭૭ મો—એ વ્રતના કેટલા અતિચાર છે અને તે કમ કરવાથી ઉપજે છે ?

ઊત્તર—સચિત નિખેવણીઆ વિગેરે પાચ છે અને તે પ્રમાદ સેવવાથી ઉપજે છે, એવુ સમજી વિવેકી શ્રાવ કોને છાડવા યોગ્ય છે

---

## સથારા વિશે

સવાલ ૧૭૮ મો—સથારો એટલે શુ અને તે કયારે કરાય છે ?

ઊત્તર—સથારો એટલે ડાભડ વિગેરે પાચ જાતની પથારી છે, અને તે હમેશા દિવસના ચોથા પહોરમા કરાય છે

સવાલ ૧૭૮ મો—જો તે હમેશા કરવાનો રીવાજ

છે, તો તપોધન મુનીજનો શરીરની શક્તિ જવા વખતે સ્થાનકમાં અથવા પહાડોમા જઇ કરે છે તે ક્રિયાનું નામ શુ કહેવાય છે ?

ઊત્તર—એનુ નામ અતક્રિયા કરવા માટે છેલ્લી પથારી કરી બેસવુ કે સુવુ તેથી તે પણ ચરિમ એટલે છેલ્લો સથારો કહેવાય છે

સવાલ ૧૮૦ મો—તમે છેલ્લો શબ્દ કહો છો તો શુ તેના વધારે ભેદ થાય છે ?

ઊત્તર—હા તેના નમોકારસહિત પચ્ચખાણ વિગેરે બત્રીશ ભેદ થાય છે તેમાનો આ એક છેલ્લો પ્રકાર છે અને તે ૭ પ્રકારના બહાજ્ય ( બાહ્ય ) તપમાનો પહેલો પ્રકાર ગણાય છે

સવાલ ૧૮૧ મો—એવી અતક્રિયાનુ બીજુ નામ શુ ? અને તે શુ કરવાથી પડેલુ છે ?

ઊત્તર—બીજુ નામ અણસણ છે, અને તે અસનાદિક ચાર આહારની બધી કરવાથી પડેલુ છે

સવાલ ૧૮૨ મો—એનુ ત્રીજુ નામ શુ ? અને તે શુ કરવાથી પડેલુ છે ?

ઊત્તર—ત્રીજુ નામ સંલેખણા છે એટલે માયા કપટ વિગેરે ત્રણ સલ્યની બધી કરવાથી પડેલુ છે

સવાલ ૧૮૩ મો—છેલ્લે વખતે ત્રણ સલ્ય ન રાખવા કહો છો તો શુ તેઓ પ્રથમાવસ્થામા સલ્યયુક્ત ક્રિયા કરતા હતા ?

ઊત્તર—તેમ તો નહિ પરતુ આહાર, બ્યવહાર, [1]વિહાર અને [2]વિહારાદિક ક્રિયા કરતા પ્રમાદ વસે જોગની ચપળતાને લીધે સલ્ય રહી જાય છે તે છદમસ્ત સ્વભાવ

---

[1] મુસાફરી [2] ધ્યાન કરવાની જગા

છે પરંતુ અતક્રિયા વખતે તો જોગ સ્થિર કરવા અર્થે અપ્રમાદિ રહેવું, અને સંતથી વિમુખ થવું તે અવશ્યનું છે તેમ થયા સિવાય પ્રમાણિક રીતે અતક્રિયા કરી ગણાતી નથી

સવાલ ૧૮૪ મો—[1]સંથારો, [2]અણસણ અને [3]સંલેખણા એ ત્રણેનું પરમાર્થિક એક છે કે ભિન્ન છે?

ઊત્તર—એકજ છે તે એમ કે ફાસુક જગ્યા જોઇ પુંજીને અતની પથારી કરી અને નિઃસ લપણે ચાર આહારની બધી કરી તે ઉપર બેસવું તે પછી તેને લગતી ક્રિયા કરી એ પરમાર્થ છે

સવાલ ૧૮૫ મો—એ ક્રિયામા પ્રવેશ કરનારને કેટલે પ્રકારે પૂર્વ ક્રિયા કરવી પડે છે?

ઊત્તર—નવ પ્રકારે તે એમ કે પહેલું સ્થાનક બીજુ લઘુનીતિ વડીનીતિની જગ્યા જોઇ પુંજવી ત્રીજુ પથારી જોઇ પુંજી પાથરી ને ઉત્તર તથા પૂર્વ સામે યોગ્ય આમ ન કરી બેસવું ઇરિયાવહી પડિક્કમવી સિદ્ધ, અરિહંત તથા ગુરૂસ્તવન માટે ગુણગ્રામ કહેવું તે પછી જ્ઞાન દર્શન વિગેરે ચારિત્રના અતિચાર આળોવી પવિત્ર થવું હવે પછી અઢાર પાપ સેવવાના ચાર આહાર કરવાનાં અને વહાલા શરીરનું રક્ષણ કરવાનાં પચ્ચખાણ કરવા.

સવાલ ૧૮૬ મો—એવી અતક્રિયા કેટલા કરણ, જોગ, કોટી ને આકથી થાય છે?

ઊત્તર—ત્રણ કરણ, ત્રણ જોગ, નવકોટી ને તેની તમે આકે થાય છે

સવાલ ૧૮૭ મો—નેત્રીસમા આકની ક્રિયા શ્રાવક

---

(૧) અતસમયની પથારી. (૨) સર્વ આહારનો ત્યાગ (૩) ત્રણ સર્વ રાખવાથી નિવાતુ

કરે છે તો મુનીજનોમા તથા શ્રાવકમા શુ તફાવત છે?

ઊત્તર—સરસ૧ મેરનો કેમકે મુનીજનો સવ વ્રતની આલોયણ કરે છે, અને શ્રાવકો અતક્રિયામાં દેશ વ્રત આલોવે છે જો કે આ પ્રસગે કરણ કોઈ તથા આ૮ બનેમા સરખા દેખાય છે પરતુ શ્રાવકો પચમ ગુણ સ્થાનના અધિકારી હોવાથી સત્તર પ્રકૃતિને આધિન છે, અને મુનીજનો નવ ગુણસ્થાનના અધિકારી હોવાથી હીન રસની પ્રકૃતિવાળા હોય છે અર્થાત્ પ્રકૃતિ ઉપસમ તથા ક્ષયવાળા પણ હોય છે માટે ગૃહસ્થની અતક્રિયા જઘન પદમાછે, અને મુનીજનોની ક્રિયા પ્રાધ્યાન્ય છે

સવાલ ૧૮૮ મો—એવી વીધિ કરી રહેવા પછી છેલ્લા શ્વાસ–ઉશ્વાસ સુધી ઉત્તર ક્રિયામા શુ કરે છે?

ઉત્તર—મન, વચન તથા કાયાને જ્ઞાન, દર્શન તથા ચારિત્રના ઉપયોગમા જોડીને શાસ્ત્રોક્ત રીતે આત્મસમર્પણમા જીદગી પૂર્ણ કરે છે

સવાલ ૧૮૯ મો—એવા અતક્રિયાના મૂળભેદ કેટલી પ્રકારના છે?

ઊત્તર—મૂળભેદ ત્રણ પ્રકારના છે તેમા પહેલો "ઇતર" એટલે દુક મુદ્દતનો સાગારી છે તેમા નમો કારસી વિગેરે છ માસી તથા વર્ષી તપ સુધીનો સમાવેશ થાય છે બીજો "ભત્ત પ્રત્યાખ્યાન" એટલે માત્ર અત સુધી આહારના પચ્ચખાણ કરે છે, અને તેઓ ગચ્છની મદદથી કરે છે ત્રીજો "પાદોપગમન" પાદપ કહેતા વૃ ક્ષની કાપેલી શાખા અને અપ્પગમન એટલે નિશ્ચળ પડેલી હોય એ દૃષ્ટાતવાળી અતક્રિયા કરનારો મુની પહાડી પ્રદે શની એકાત જગોમાં કોઇની મદદ લીધા સિવાય પોતાની સ્વશક્તિથી નિશ્ચળપણે કરે છે, ઇતરની રીતે આ બે ક્રિયામા

વધારે ભે૦ થતા નથી

સવાલ ૧૮૦ મો—અતક્રિયાના અતિચાર કેટલા અને તે કેમ કરવાથી ઉપજે છે ?

ઊત્તર—પાચ અતિચાર છે અને તે પ્રમાદનુ સેવન કરવાથી ઉપજે છે પરતુ તે માહાત્માઓ તેને ઘણી સહે લાઇથી જાડે છે

---

## પાપ સ્થાનક વિશે

સવાલ ૧૮૧ મો—પાપ તથા પાપના સ્થાનકમા શુ તફાવત છે ? અને તે કેટલા છે ?

ઊત્તર—પાપ-એ અશુભ અસુખ ને અનિષ્ટ લાગે તેવા પુદગળ અથાત્ મળાને વેરાઇ જાય એવી ઝીણી રજકણોનો સમૂહ છે તે રજકણો તીખી, કડવી, ચીકણી કરસ તથા ઉગ્ર હોય છે અને તે લોકમા ભરેલી છે તેનુ નામ પરમાણુ કહેવાય છે તે રજકણોનો મોરો જથ્થો આત્મ પ્રદેશની પાસે એકઠો થાય છે ત્યારે તેને પાપ કહીને બોલાવાય છે એવુ પાપ ખરીદવાની અઢાર દુકાનો છે તે પ્રાણાતિપાત વિગેરે નામોથી પ્રસિદ્ધ છે તેથી પાપ સ્થાનક કહેવાય છે

સવાલ ૧૮૨ મો—પાપ તથા કર્મ એક છે કે ભિન્ન છે ?

ઊત્તર—ભિન્ન છે કેમકે પાપ તે તો માત્ર પાપજ છે પણ કર્મમાતો પાપ તથા પુણ્ય બનેનો સમાવેશ થાય છે

સવાલ ૧૮૩ મો—જો એમજ છે તો તમો કયા કર્મની આલોચના કરો છો ?

ઊત્તર—પાપરૂપ કર્મની તથા અ...

પણ શુભાનુબંધી પુણ્ય આદરવા યોગ્ય છે માટે તેની આલોયણ થતી નથી

સવાલ ૧૯૪ મો—એ અઢારમા કયા પાપ સ્થાનનું પ્રાધાન્યપણું છે ?

ઊત્તર—અઢારમા મિથ્યાત્વનું કેમકે એ એથી સત્તરની ઉત્પત્તિ થાય છે

સવાલ ૧૯૫ મો—જો એથીજ થતી હોય તો ચોથા વિગેરે દશમા ગુણ સ્થાનક સુધીના સમકીતી જીવોને અપચ્ચખાણ ક્રિયા લાગે છે તે મિથ્યાત્વ છે, કે સમકિત છે ?

ઊત્તર—એ દેખવા રૂપ માત્ર દેશથી મિથ્યાત છે પરંતુ તેમનું સેવન કરવા તેમની શ્રદ્ધા નથી, છતા પૂર્વ બંધના ઉદયથી પ્રત્યક્ષ થાય છે, તેથી ઉદાસભાવે ભોગવે છે તેજ તેમનો સમકિત ગુણ છે કદાચ નવા કર્મનો બંધ બંધાય છે તે તેમનો છદમસ્ત સ્વભાવ છે અને તેનેજ લીધે દેશ મિથ્યાત કહેવા જરૂર પડે છે

સવાલ ૧૯૬ મો— તેઓ સમકીતી છે છતા દેશ મિથ્યાત સેવે છે તો તેઓને સમકીતિ કેમ કહેવાય છે ?

ઊત્તર—તેમને સમકીતી કહેવાને નિર્વિવાદ છે કેમકે તે પ્રકૃતીઓ સમકીતને હરકત કર્તા નથી માત્ર ચારિત્ર મોહનીનો ઉદય છે તેથી ચારિત્રના પ્રાધાન્યપણામા હાની કરે છે પણ તેઓનુ સુકૃત્ય એવું બળવાન છે કે પાપની ભીતિ રહેવાથી તે પ્રકૃતીનું પ્રતિક્રમણ કરવા ચુકતા નથી

---

## પંચવિશ ( પચીસ ) મિથાત્વ વિગે

સવાલ ૧૯૭ મો—મિથ્યાત્વ એટલે શુ અને તે કેટલા છે ને તેને કોણ સેવે છે ?

ગોચરણ કરવાનું શુ પ્રયોજન છે ?

ઊત્તર—તે જીવો ઉદારીક શરીરવાળા છે, પણ ગ ર્ભવાસમા રહેવા સિવાય, સમુર્છિમ કહેતા ઉપજ થઇ શકે છે તેના ચૌદ સ્થાનક છે અને તે સ્થાનકે ઉદારીક શરીર તથા તેમાથી નીકળેલી ગદી ચીજોને કહેવાય છે તેને ઉપયોગશુન્ય *પરઠવતા, કે રપરાતા, વખતે વખત દોષ લાગવાનો સભવ છે તેથી વિશેષ આલોયણ કરવા જરૂર છે

સવાલ ૨૦૨ મો—જે તેઓ ગર્ભવાસ વગર ઉપ-જવાથી સમુર્છિમ કહેવાય છે, તો દેવ તથા નાર્કી પણ ગર્ભ વિનાના ઉપજે છે તેને શેમા ગણવા ?

ઊત્તર—નો ગર્ભજ, નો સમુર્છીમ, અર્થાત્ ગર્ભજ તથા સમુર્છીમ એ બેમાથી વિરૂત ગણવા

સવાલ ૨૦૩ મો—સમુર્છિમ જીવોની આલોયણનો ઇરિયાવહીયામા તથા પહેલા વ્રતમા સમાવેશ થાય છે તેમજ પચવીસ મિથ્યાત્વની આલોયણનો સમાવેશ સમકિ તના પાઠમા થાય છે તેમ પાપ સ્થાનકનો સમાવેશ અન ક્રિયામા થાય છે તેમ છતા અહિ ત્રણ પાઠેથી જુદી આલોયણ કેમ કરો છો ?

ઊત્તર—વિશેષ વિશુદ્ધિ અર્થે

સવાલ ૨૦૪ મો—વિશુદ્ધ થવાની ખાત્રી શુ ?

ઊત્તર—જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપમા નિ ર્તિચાર્-પણે પ્રવર્તક થઇ શકાય તેજ તેની ખાત્રી છે

સવાલ ૨૦૫ મો—પવિત્ર વૃત્તિવાળા શ્રાવકોને કર્તવ્ય શુ અને અકર્તવ્ય શુ ?

ઊત્તર—કર્તવ્ય જ્ઞાન, દર્શન પુર્વક દેશથી ચારિત્ર

---

* જગામા નાખતા

તથા તપનુ આરાધન કરવુ તે અને તેથી સિદ્ધ વર્તતે અતિચાર ઉત્પન્ન કરવા તે અકર્તવ્ય છે

સવાલ ૨૦૬ મો—જ્ઞાન, દર્શન ચારિત્ર ને તપની શુદ્ધિના કેટલા પાઠ ને તે કયા કયા ?

ઊત્તર—જ્ઞાન માટે ચોથા આવશ્યકનો પહેલો પાઠ, દર્શન માટે બીજો પાઠ, ચારિત્ર માટે અગીયારમા વ્રત સિવાયના અગીઆર વ્રત ને તપ માટે અગીઆરમુ વ્રત તથા અતક્રિયાનો પાઠ છે તે પદર પદની વીધિ મુજબ વર્તવાથી નિર્દોષ ગતિ થઈ શકે છે તે સિવાય આદિ અતની સર્વ વીધિ વિશેષ વિશુદ્ધતા માટે છે

---

## વિશેષ વીધિ વિષે

સવાલ ૨૦૭ મો—ઉપરની વીધિમા ઇચ્છામિ ઠામિ કાયોત્સગનો પાઠ આવી ગયો છે તેમ છતા આ જગોએ તે પાઠ ભણી શુ કરવા ધારો છો ?

ઊત્તર—ઉપરના વીધિ માગ મુજબ સર્વ અતિચાર આલોવી અથાત્ પાઠ કરીને પશ્ચાતાપ પૂર્વક તેના દુષ્કૃત્યોનો ધિક્કાર આપ્યો છે તોપણ સૂક્ષ્મ અતિચારો સ્મૃતિ બહાર રહી ગયા હોય તો સામાન્ય રીતે આલોવણ કરવા અર્થે આ પાઠની વીધિ કરવાની જરૂર છે

સવાલ ૨૦૮ મો—તે પછી નમોકાર તથા કરેમિ ભતેનો પાઠ કેવી કલ્પનાથી ભણો છો ?

ઊત્તર—પરમેષ્ટીની સાક્ષીથી જે ઇચ્છાએ કરેમિ-ભતેની વીધિ મુજબ સાવદ્ય જોગને અટકાવી આલોવણ વીધિમા પ્રવેશ કર્યો હતો તે ઇચ્છા પૂર્ણ થવી છે તોપણ હે નાથ ! નમારીજ સાક્ષીથી આલોવેલા સર્વ અતિ

ચારોનો સુક્ષ્મ દોષ વિગેરેથી વધારે વિમુખ રહેવા, ફરીવાર કરેમિ ભંતેનો ઉચ્ચાર કરૂંછુ એવી કલ્પનાથી પાડોચ્ચાર કરવો

સવાલ ૨૦૯ મો—અહિ મંગળોચ્ચાર કરવાનું પ્રયોજન શું ?

ઊત્તર—વીધિ માર્ગ મુજબ અતિચારોને યાદ કરીને તે દુષ્કૃત્યોને ધિક્કાર આપી કૃતાર્થ થયો છુ તેજ મારે મંગળોત્સવ છે, અને તે ઉત્સવના મદદગાર પંચ પરમેષ્ટી છે તે મહા મંગળરૂપ છે, તે હમેશા મારા સુકૃત્યમાં મદદગાર થાઓ એ પ્રયોજન છે

સવાલ ૨૧૦ મો—તે પછી ત્રીજીવાર ઇચ્છામિ ઠા મિનો પાઠ ભણો છો તેનું પ્રયોજન શું ?

ઊત્તર—પ્રથમની રીતે સૂક્ષ્મ ને સ્થૂળ અતિચારોને યાદ કરીને ધિક્કાર આપ્યો છે પરંતુ જોઇએ તેટલી રીતે નિવર્ત્ત થઇ શકાયું ન હોય તો, તે હવેના ઇચ્છામિ 'પડિક્કમિઉં, જો મે' દેવસીઓ, અઇયારોકઓ એ પાઠથી પૂર્ણ રીતે નિવર્ત્ત થવા ભણુ છું તે પ્રયોજન છે.

સવાલ ૨૧૧ મો—પ્રથમ પ્રારંભમાં ઇરિયાવહી પડિક્કમી હતી, તેમ છતાં આ જગ્યાએ ફરી પડિક્કમવાનું પ્રયોજન શું ?

ઊત્તર—પ્રથમની ઇરિયાવહી પડિક્કમી ને સાવધ જોગ સેવવાની બંધી કરવા માટે છે, અને અહિંનું પ્રયોજન તો માત્ર સર્વ અતિચારોને સંભારીને છાંડવાની કલ્પના સાથે સવિધ્યાન મિચ્છામિદુક્કડં કરવા માટે છે

## સમણ સૂત્ર વિષે

સવાલ ૨૧૨ મો—સમણ સૂત્ર એટલે શું અને તે કેટલા છે ?

ઊત્તર—સમણુ એટલે સમના પરિણામે વર્તનાર સાધુ તેઓને સમણુમા રાખવા યોગ્ય સૂત્ર તેથી સમણુ સુત્ર અને તે પાંચ છે

સવાલ ૨૧૩ મો— જો સાધુના સૂત્ર છે તો સાધ્વી શા માટે ભણે છે ?

ઊત્તર—સાધ્વી લિંગ રૂપે જુદા ગણાય છે પરંતુ સમણુના પેટામા તેનો સમાવેશ થાય છે માટે તેઓ ભણવાના અધિકારી છે

સવાલ ૨૧૪ મો—તે સૂત્ર સમણુના છે તો શ્રાવકોને ભણવાનું શુ પ્રયોજન છે ?

ઊત્તર—માત્ર સમણ શબ્દ જોતા તો તે સૂત્રના તેઓ અધિકારી નથી પરંતુ તેઓની કેટલીક વ્રત ક્રિયાઓ જોતા તેઓમા દેશ કરીને સમણુ શબ્દનો આવિર્ભાવ થયેલો છે તે એમકે ઉત્કૃષ્ટ પડિમા ગ્રહણ કરે છે ત્યારે તેઓ 'સમણુ ભૂય' કહેવાય છે તે વખતે તેઓ સમણુ સૂત્ર ભણવા યોગ્ય થાય તેવો સભાર છે કેમકે તેઓ ગોસઢ ઉપશમ કરે છે, ત્યારે નિદ્રા લે છે પારણે ગોચરી કરે છે ચાર ટંક સજ્ઝાય તથા બે ટંક [1]પ્રતિલેખણા [2]પરમાર્જન કરે છે તેથી તે સૂત્રોની વીધિ મુજબ આરાધના કરવાની જરૂર પડે છે

---

## પહેલા સમણુ સૂત્ર વિષે

સવાલ ૨૧૫ મો—પહેલું સમણુ સૂત્ર ધાર્મિક કામા શુ મદદ કરે છે ?

---

૧ વસ્ત્રાદિક ઉપકરણો નજરે જોવા ૨ગુચ્છા રજોહરણ કે —થી પુંજવા.

ઊત્તર—સ્વપ્નાવસ્થામાં લાગેલા દોષથી નિવર્ત્ત થવાની મદદ કરે છે

સવાલ ૨૧૬ મો—ધર્માર્થી જનોને સ્વપ્નાવસ્થા ક્યારે થાય છે ?

ઊત્તર—રાત્રિના ત્રીજા પહોરમાં થાય છે તે સિવાય છ સાત પહોર " સુદર્શન જાગ્રિકા " માં નિર્ગમન કરે છે

સવાલ ૨૧૭ મો—જાગ્રિકા કેટલા પ્રકારની, તેના નામ શું અને તે કોણ કરે છે ?

ઊત્તર—જાગ્રિકા ત્રણ છે તેમાં પહેલી બુદ્ધ જાગ્રિકા તત્વ જ્ઞાનીઓ કરે છે બીજી અબુદ્ધ જાગ્રિકા છદ્મસ્થ મુની જનો કરે છે ત્રીજી સુદર્શન જાગ્રિકા શ્રમણ શ્રાવક વિગેરે કરે છે તે સિવાય કમ જાગ્રિકાનો અર્થ પ્રત્યક્ષ છે

સવાલ ૨૧૮ મો—સ્વપ્ન સબંધી આલોયણ કઇ જાગ્રિકાવાળો કરે છે અને તે શાથી કરવી પડે છે ?

ઊત્તર—બીજી તથા ત્રીજી જાગ્રિકા કરનાર દર્શના વર્ણી કર્મવાળા છે તેથી કરવી પડે છે

સવાલ ૨૧૯ મો—સ્વપ્નાવસ્થામાં કેટલા ટલા દોષ લાગે છે

ઊત્તર—લાગી પહેલી ને દળદાર પથારીમાં પડી શયન વિગેરે કરવા વિગેરે પદર દોષ લાગે છે તેનો વિવેકથી આલોવીને શુદ્ધ થવું

સવાલ ૨૨૦ મો—આલોવવાની ક્રિયા શી રીતે છે ?

ઊત્તર—ઇરિયા વિગેરે વીધિ કરીને ચાર લોગસ્સના કાઉસ્સગ્ગ [illegible] પહેલું સમજુ સૂત્ર ભણવું, તે પછી એક [illegible] હોય છે

## બીજા સમણ સૂત્ર વિષે

સવાલ ૨૨૧ મો—બીજુ સમણ સૂત્ર શા વિષે છે અને તે ધર્મ ક્રિયામા શુ મદદ કરે છે ?

ઉત્તર—એ સૂત્રમા ગોચરી કરવાની વીધિ મુજબ આહાર વિગેરે કલ્પતા પદાર્થો લઇ શકે તો ' યમ " એટલે મહાવ્રત સુમતિ ગુપ્તી અથવા દેશ વ્રત વિગેરે પૂર્વ ક્રિયા તથા ' નિયમ ' એટલે દશ યતિ ધર્મ વિગેરે ઉત્તર ક્રિયાઓનુ આરાધન કરી શકાય છે

સવાલ ૨૨૨ મો—ગોચરી એટલે શુ ?

ઉત્તર—ગાયની રીતે ભિક્ષા લેવી તે જેમકે ક્ષેત્ર મા જઇ ચારો કરનારી ગાય [1]કરસણનો ઉપરનો ભાગ ચરી ઉદરપૂર્ણા કરે છે પણ કરસણનુ મુળ ખેડતી નથી તેમજ ઉત્તમ ભિક્ષાચરો ભિક્ષા લેતા દાતારનુ મન દુખા ની ભિક્ષા લેતા નથી તેનુ અપર નામ ભમર ભિક્ષા કહે વાર છે

સવાલ ૨૨૩ મો—ઉત્તમ મહાત્માઓ કેવી ભિક્ષા લેછે?

ઉત્તર—સુરભિક્ષા તથા ભાવ ભિક્ષા

સવાલ ૨૨૪ મો—એ બે ભિક્ષાનું લક્ષણ શુછે?

ઉત્તર—સુર ભિક્ષા એટલે ક્ષુધા વિગેરે ગમે તે પરિસહ આવી પડે તે વખતે શૂર માન પરિણામથી કાયા ની રીતે કલ્પાત કરીને અકલ્પતી રીતે ભિક્ષા લેવા ઇચ્છે નહિ તે અને ભાવ ભિક્ષા એટલે બેતાળીશ, સુ તાળીસ ને છન્નુ દોષ રહિત નિર્દોષ ભિક્ષા લઇ સતોષ રાખે તે

સવાલ ૨૨૫ મો—ભિક્ષાને માટે ગૃહસ્થના દ્વારમા પ્રવેશ કરતા તથા પ્રવેશ કર્યા પછી કેટલા દોષ છા ના ?

---

[1] ખેતરમા ઉગેલા જુવાર બાજરી વીગરેના છો

ઊત્તર—પ્રવચ કરતા પાય અને અધખુલા કમાડ ઉઘાડે, વાસેલાં કમાડ ઉઘાડે અથવા ઉમરા વચ્ચે બેઠેલાં શ્વાન, વાછડાં તથા બાળક વિગેરેને દુ ખ ઉપજે તેવી રીતનો પ્રવેશ એ ત્રણ અને પ્રવેશ કર્યા પછી અલ્પનીક ચી જોનો સઘરો થવા વિગેરે તેર દોષ એ કુલ સોળ દોષ છાડના

સવાલ ૨૨૬ મો—ગૃહસ્થના કરેના સોળ દોષ છા ડીને જાચી લીધેલા આહાર વિગેરે ચૌદ પ્રકાર, તેનુ ઉપભોગ પરિભોગ કરતી વખતે તે નિર્દોષ છે કે સદોષ છે?

ઊત્તર—વૈરાગી મહાત્માઓ ઉપયોગ સહિત અમ મત્વભાવે, જોઈએ ખપતા પદાર્થોનો ઉપભોગ પરિભોગ કરે તે તે સર્વે નિર્દોષ અને નિર્જરા હેતુ ગણાય છે તે સિવાય મદ વૈરાગ્યથી તથા શુન્ય ઉપયોગથી મમત્વભાવે ઉપભોગ [illegible]રિભોગ કરવામા આવે તો તેને સોળ દોષ લાગે છે, એમ [illegible]મજીને ઉત્તમ પુરૂષો તેને પણ છાડે છે તેથી મહા નિ[illegible]રા થાય છે.

## ત્રીજા સમણ સૂત્ર વિષે.

સવાલ ૨૨૭ મો—ત્રીજુ સમણ સૂત્ર શા વિષે છે અને તે ધમ ક્રિયામા શુ મદદ કર છે?

ઊત્તર—એ સુત્રમા શાસ્ત્રાધ્યયન કરવાનો તથા ધર્મોપગરણ જોવા પુંજવાનો વખત બતાવેલા છે, અને તેમ કરવાથી સજમ આબાદ રહે છે તે મદદ છે.

સવાલ ૨૨૮ મો—એ બે બાબતો માટે કયો [illegible]ખત નિર્માણ કરેલો છે?

ઊત્તર—શાસ્ત્ર માટે [illegible]વસ તથા રાત્રિનો પ[illegible]હેલો ને છેલ્લો પહોર મળી કુલ ચાર પહોર છે, અને ધમા

પ્રમાણ જેના પુજનાર્થે માત્ર દિવસનો પહેલો ને છેલ્લો પહોર છે

સવાલ ૨૮૯ મો—અને તે વખતે શાસ્ત્રાધ્યયન કરવું ન એ ઉત્તમ છે તેમ છતાં ચાર વખતેજ કરવાનું શું પ્રયોજન ?

ઉત્તર—શાસ્ત્ર એ દેવ વાણી છે તેમાં જાણવા લાયક તથા ગ્રહણ કરવા યોગ્ય એ વિગેરે હાની અને વૃદ્ધિકારક અનેક તત્વોની બાબતોનો સમાવેશ કરેલો છે તે શાસ્ત્રનો અધ્યયન કરનાર જો જ્ઞાનશિલ તથા ઉપયોગવાળો હોય તો તેને કોઇ રીતે હાનીકારક નથી પરંતુ દૈવયોગે તેવા સ્વભાવથી શુન્ય થયેલો છદમસ્થ નિષેધ કરેલા વખતમાં શાસ્ત્રાધ્યયન કરે તો તેને હાનીકારક છે

સવાલ ૨૯૦ મો—તે હાની તેના વિરૂદ્ધ સ્વભાવની છે કે કોઇ બીજી રીતે છે ?

ઉત્તર—વિરૂદ્ધ સ્વભાવથી થાય છે તે તો સ્વભાવીક છે કેમકે વિરૂદ્ધ સ્વભાવવાળો શાસ્ત્રનો અધિકારી હોતો નથી તેમ છતાં થાય તો તેનું પરિણામ વિપરીત નીવડે છે પણ વૃદ્ધ પુરૂષોનું કથન એવું છે કે નિષેધ કરેલા અકાળ વખતે અધ્યયન કરવા નીકળે છે તે વખતે તેની દ્રષ્ટિએ પડનારો જો જેવી સ્થીતિમાં હોય તેને તેજ સ્થીતિમાં રહેવાનું આશીર્વચન બોલવાનો ભય છે કે અસ્તુ અસ્તુ તથાસ્તુ એ ઉપરથી એવો સંભવ થાય છે કે શુન્ય ઉપયોગી જીવોને તેવા દુઃખમય અકાળ વખતે શાસ્ત્રાધ્યયન કરતા અટકાવીને ચાર કાળમાં અધ્યયન કરવા નિમાણ કરેલું છે કેમકે તે વખતે તે જીવોને સ્વસ્થાનકે સ્થિર રહેવાનું છે તદ્ ઉપરાંત બીજા ગમ્ય આશયો ઘણા છે કે તે કહેવાનું પ્રયોજન નથી

સવાલ ૨૩૧ મો—ધર્મોપગણ જોઇ, પુંજી વાપરવાઅર્થે બે વખત બતાવ્યા છે તેનું શું કારણ છે અને તે સિવાયના વખતમા તેમ કરે તો શું નુકશાન છે ?

ઉત્તર—પહેલા પહોરમા જોયેલા ઉપગરણ, ત્રીજા પહોર સુધી વાપરવાને તથા છેલ્લા પહોરમા જોયેલા આવતા સૂર્યોદય સુધી વાપરવાને કામે આવે છે, તે વીધિ માગ છે તે સિવાય જે વખતે જે ઉપગરણો લેવા મુકવા કે વાપરવા તે સર્વ જોઇ પુંજીને તેનો ઉપયોગ કરવો તે ન્યાય છે

સવાલ ૨૩૨ મો—ઉપરના ન્યાય વિરૂદ્ધ વર્તનારે કેટલા દોષ છે ?

ઊત્તર—અતિક્રમ વિગેરે ચાર છે,

સવાલ ૨૩૩ મો—તે દોષનું નિવારણ કેટલે પ્રકારે થાય છે ?

ઉત્તર—બે પ્રકારે તેમા પહેલો મિઠામિદુક્કડ કરવાથી પહેલા ત્રણ અતિચાર નિષ્ફળ થાય છે ને પ્રાયશ્ચિત કરવાથી છેલ્લો અનાચાર દોષ નિષ્ફળ થાય છે

---

## ચોથા શમણ સૂત્ર વિષે

સવાલ ૨૩૪ મો—ચોથુ શ્રમણ સુત્ર શા વિશે છે?

ઊત્તર—તેત્રીશ બોલનુ ચિંતવન કરવા તથા વીશ પ્રકારે ખમાતના ટાળવા વિશે

સવાલ ૨૩૫ મો—તેત્રીશમાથી પહેલો પ્રકાર કિયો?

ઊત્તર—એક પ્રકારના અસંજમ

સવાલ ૨૩૬ મો—અસંજમ કેને કહોછો ?

ઊત્તર—જે અવતિપણે રહી પાચ આશ્રવનુ સેવન કરવુ તેજ અસંજમપણુ છે અને તે અસંજમનુ

સામાન્યપણુ છે

સવાલ ૨૩૭ મો—બીજે બોલ શાનો છે ? અને તે મરવાથી શુ ઉત્પન્ન થાય છે ?

ઊત્તર—બીજે બોલ રાગને દ્વેષ છે તે કરવાથી ચાર કષાય થાય છે તેમાથી આઠ કર્મ ઉત્પન્ન થાય છે તેના ઉદયથી અઢાર પાપ થાય છે તે થવાથી ચાર ગતિના ચોવીસ દડક અને તેની ચોરાસી લાખ જોની છે તેમા જન્મ આન કરવાનું બને છે

સવાલ ૨૩૮ મો—ત્રીજા બોલમા કેટલા પ્રકાર છે?

ઊત્તર—પાચ છે તે જેવા કે ત્રણ પ્રકારે કર્મથી દડાય ત્રણ પ્રકાર આત્માને ગુપ્ત ન રાખે, ત્રણ પ્રકારે શલ્ય રાખે ત્રણ પ્રકારે ગર્વ-અહકાર કરે ત્રણ પ્રકારે રત્ન[1]ત્રય વિરાધે તે

સવાલ ૨૩૯ મો—ચોથા બોલમા કેટલા પ્રકાર છે?

ઊત્તર—ચાર છે તે જેવા કે ચાર કષાય કરે ચાર સજ્ઞા અર્થાત્ ચાર પ્રકારની કલ્પના ઇચ્છામા ગુથાય ચાર વિકથા કરે તથા ચાર ધ્યાન ધરે તેમા નીચ ધ્યાનથી ઉત્તમ ધ્યાનમા ધક્કે પહોચાડે તે

સવાલ ૨૪૦ મો—પાચમા બોલમા કેટલા પ્રકાર છે?

ઊત્તર—ચાર છે તે જેવા કે પાચ પ્રકારની પાપ ક્રિયા કરે છે જેમા તેર તથા પચીસ ક્રિયાનો સમાવેશ થાય છે તે તથા પાચ ઇંદ્રિયોને તેમાથી ત્રેવીશ વિષય અને તેમાથી બસે ને બાવન વિકાર ઉત્પન્ન થાય છે તેનુ સેવન કરે પાચ સ્થળ વ્રત તથા મૂળ વ્રતમાં દોષ લગાડે અને પાચ સુમતિની વિરાધના કરે તે

સવાલ ૨૪૧ મો—છઠ્ઠા બોલના કેટલા પ્રકાર છે?

---

1 જ્ઞાન દર્શન ચારિત્ર એ ત્રણ રત્ન કહેવાય છે

ઊત્તર—એ છે તે જેવા કે છકાયની હિંસા કરે તથા કનિષ્ટ લેસ્યાથી ઉત્તમ લેશ્યા વિરૂધે તે

સવાલ ૨૪૨ મો—સાતમા તથા આઠમા બોલના કેટલા પ્રકાર છે?

ઊત્તર—એ બોલનો અકેક પ્રકાર છે તે એમકે સાત ભયથી તથા આઠ મદથી ધમ વિરૂદ્ધ વર્તે તે

સવાલ ૨૪૩ મો—નવમા બોલના કેટલા પ્રકાર છે?

ઊત્તર—એક છે તે નવવાડ કહેવાય છે

સવાલ ૨૪૪ મો—તે વાડ કેને કરવી?

ઊત્તર—બ્રહ્મચર્ય વ્રતને

સવાલ ૨૪૫ મો—બ્રહ્મ તથા ચર્ય કેને કહો છો?

ઊત્તર—બ્રહ્મ શબ્દ તે પરમાત્મા છે તેના રસ્તાપર ચાલવું તે ચર્ય છે તેથી બ્રહ્મચર્ય કહેવાય છે

સવાલ ૨૪૬ મો—એ વ્રત કેમ કરવાથી પળે છે?

ઊત્તર—મન તથા ઇંદ્રીઓના વિષયને, જ્ઞાન વૈરાગ્યથી દબાવીને, શરીરના વજ્ર બીંદુને રોકી રાખવાથી

સવાલ ૨૪૭ મો—બ્રહ્મચર્યનું રક્ષણ કરવાને ૧૧ વાડ કરે છે તે ક્રિયાનુ નામ શું?

ઊત્તર—ગુપ્તિ અથાત્ ગુપ્ત કરી રાખવુ તે

સવાલ ૨૪૮ મો—ગુપ્તિ શબ્દમા કેટલા બોલનો સમાવેશ થાય છે?

ઊત્તર—અઠ્ઠાર બોલનો, તે એમ કે ત્રણ જોગને ગુપ્ત કરવા, પાચ ઇન્દ્રીના વિકારને ગુપ્ત કરવા, અને નવ પ્રકારે બ્રહ્મચર્યવ્રતને ગુપ્ત કરવુ તે અઠ્ઠાર

સવાલ ૨૪૯ મો—દશમા બોલમાં કેટલા પ્રકાર છે?

ઊત્તર—એક છે, અને તે જતિ ધર્મથી ઓળખાય છે

સવાલ ૨૫૦ મો—જતિ કોણ, અને તેનો ધમ શું?

ઊત્તર—મન તથા ઇન્દ્રીના વિકારો હતે તેજ જાતિ છે, અને તેનો ધમ સૈ ઉપર સમાન દૃષ્ટિ નાખવાનો છે તે ધમમા મુખ્યતાએ કરીને ક્ષમા રાખવી તે વીગેરે દશ પ્રકાર છે

સવાલ ૨૫૧ મો—અગીયારમા બોલનુ કૃત્ય શુ અને તેના કર્તા કોણ છે, તે કરતા કેટલો વખત લાગે છે?

ઊત્તર—એ બોલમા અગીયાર પડીમા એટલે અભિગ્રહ તપ્પ છે તે કર્તવ્ય વ્રતધારી શ્રાવકોને કરવાનુ છે તે ક્રિયા કરતા છાસઠ માસ લાગે છે તે એમ કે, પહેલીમાં એક માસ એકાંતર અપવાસ બીજીમા બે માસ છઠ્ઠ, ત્રીજીમા ત્રણ માસ અઠ્ઠમ એમ દરેકમા અકેકો માસ તથા અકેકો અપવાસ વધારતા ઉપરાંત ચડતી ક્રિયા કરવી પડે છે

સવાલ ૨૫૨ મો—બારમા બોલનુ કૃત્ય શુ અને તે કોણ કરે છે તથા તે કરતા કેટલો વખત લાગે છે?

ઊત્તર—એમા બાર પડીમાના—અભિગ્રહ તપ્પ છે, તે મુનીમહારાજ ગ્રહણ કરે છે અને તેનો વખત આઠ માસ સુધીનો છે તે ગ્રહણ કરનારને (૨૫) બોલ વધારે પાળવા પડે છે તે દશાશ્રુતસ્કંધસુત્રથી જાણવુ

સવાલ ૨૫૩ મો—તેરમા બોલથી તેત્રીસમા બોલ સુધીમા શુ કહ્યુ છે?

ઊત્તર—તે સર્વ બોલ પ્રાકૃત્ય છે તેના નામ મુજબ અર્થ છે તે યથાયોગ્ય રીતે જાણવાની જરૂર છે

સવાલ ૨૫૪ મો—પહેલેથી છેલ્લે સુધીમા કેટલા બોલ જાણવા આદરવા તથા ત્યાગવાની જરૂર છે?

ઊત્તર—ચોવીશમા બોલનો પૂર્વભાગ[1] અને એ ગણત્રીસમો બોલ એ બે જાણવા યોગ્ય છે ચોથાની ચોથી

[1] ભૂવનપતિ વીગેરે દેવો

ચોકડીના ઉત્તરભાગ,[1] પાચમાની બીજી ને ચોથી, છઠ્ઠાની પહેલી ને બીજીના ઉત્તર ભાગ, નવમી, દશમી, અગીયારમી ને બારમી તથા ચૌદમીનુ લક્ષણ, સોળમી, ઓગણીસમી, બાવીસમી, ત્રેવીસમી, ચોવીસમીનો ઉત્તરભાગ[2] પચવીસમી, છવીસમી, સતાવીસમી, અઠાવીસમી, એકત્રીસમી અને બત્રીસમી એ સર્વ ચોકડીની મતલબ સમજીને આદરવા યોગ્ય છે અને બાકી રહેલી ચોકડીઓ તથા વીસ જણની આશાતના, એ સર્વ છાડવા યોગ્ય છે

## પાંચમા સમણ સુત્ર વિષે

સવાલ ૨૫૫ મો—પાચમુ સમણ સુત્ર શા વિષે છે?

ઊત્તર—ચોવીસ તિર્થંકરોએ જે માર્ગથી સર્વોત્કૃષ્ટ મોક્ષપદ મેળવ્યુ છે, તેજ માર્ગને પ્રશસા પૂર્વક ગ્રહણ કરવો તે વિષે છે

સવાલ ૨૫૬ મો—તે માર્ગનુ નામ શુ, અને તેમા કોણ ચાલે છે ને તેમા ચાલનારને શુ ફળ પ્રાપ્ત કરાવે છે?

ઊત્તર—તેનુ નામ મોક્ષ માર્ગ છે, તેમા નિગ્રંથ એટલે દ્રવ્યથી પરિગ્રહની ગાંઠ અને ભાવથી મિથ્યાત મોહની ગાંઠ છોડી છે, તેવા પુરૂષો ચાલે છે, અને તેઓને છેવટે સિદ્ધપદ પ્રાપ્ત કરાવે છે

સવાલ ૨૫૭ મો— મોક્ષ માર્ગ કોને કહો છો?

ઊત્તર—મોક્ષ એટલે કર્મ બધથી છુટા થવા અર્થે, માર્ગ એટલે શુદ્ધ શ્રદ્ધાપૂર્વક પ્રવચન રૂપ ક્રિયામા પ્રવેશ કરવો તેજ માર્ગ અને તેમા ચાલવાથી કર્મ મુક્ત થવાય છે

સવાલ ૨૫૮ મો—તે માર્ગ કેટલા વાકયથી પ્રશસ્ત

[1] છેલ્લા બે ધ્યાન. [2] તિર્થંકર

કરવા યોગ્ય છે ?

ઊત્તર—અણુતર, કેવળાય વીગેરે સર્વ દુખ પ્ર ક્ષીણુ એ દશ વાક્યથી

સવાલ ૨૫૯ મો—તે માર્ગના ઉપદેશક કોણ અને તે કેવા છે ?

ઊત્તર—તેઓ પૂર્ણ તત્વજ્ઞાની છે, તે જેવા છે, તેવાજ શબ્દોચ્ચાર કરેછે, તે આ પાઠ પોતેજ સાબીત કરી આપેછે

સવાલ ૨૬૦ મો—એ માગમા પ્રવર્તક થનારો કેટલા બોલનો અધિકારી થાય છે?

ઊત્તર—પાચનો. તે જેવા કે કર્મને લીધે કચાસ હતી તે ક્ષય થવાથી પાકી જાય અથાત્ તેનો આત્મા પાક્ટ થઇ જાય છે તથા સિદ્ધપણું સર્વે પદાર્થોનું દર્શકપણું, સર્વ બધથી મુક્તપણુ તથા ત્રિવિધિ તાપ શાત થવાથી શીતળપણું અને દુખાબ્ધિને પેલે પાર સ્થિતપણું એ પાચ

સવાલ ૨૬૧ મો—તે ધર્મનુ કેટલા પ્રકારે ગ્રહણ થાય છે ?

ઊત્તર—છ પ્રકારે તે જેમકે શ્રદ્ધા રાખવી, પ્રતીત કરવી, પ્રેમ રાખવો દ્રઢભાવથી સ્પર્શ કરવો, અત:કરણ પૂર્વક તેમાં પ્રવેશ કરવો તેમજ બળવિર્ય પૂર્વક વિશેષપ્રવેસ કરવો, જેમ પોતે કરવુ, તેમજ પ્રશ્ન કરનારને તે મુજબ પ્રવેશ કરવા ઉશ્કેરણી કરવી

સવાલ ૨૬૨ મો—એવા મોક્ષ માગમા પ્રવર્તક થનારો પ્રાણી કેટલા બોલનુ આરાધન કરવા તથા કેટલાથી વિમુખ રહેવા ઉમો થઇ ઉદ્યમ કરે ?

ઊત્તર—આઠનુ આરાધન કરવા તથા આઠથી વિમુખ રહેવા તે જેમકે સજમ, બ્રહ્મચર્ય અથવા કલ્પ વ્યવહાર, તથા કલ્પનિક વસ્તુ લેવી, જ્ઞાન તથા સમકીત

કરણી, અને સમકીત શ્રદ્ધા, સુબોધ અને પ્રવચન માર્ગ એ આઠ પરીણામે વર્ત્તવાનો તથા એ આઠના પ્રતિપક્ષી અસંજમ વિગેરે આઠથી વિમુખ રહેવાનો ઉદ્યમ કરે છે

સવાલ ૨૬૩ મો—યાદ આવેલા તથા ન આવેલા અતિચારની આલોચના કરવા પૂર્વક પાપથી વિમુખ રહેવાં પછી કોને વંદન કરવું?

ઉત્તર—ચોવીશ ભાવ તિર્થંકરોને

સવાલ ૨૬૪ મો—તે પછી કોને વંદન કરવું?

ઉત્તર—પ્રવચન માર્ગમાં પ્રવર્તક થનારા સાધુ, સાધ્વિજીને

સવાલ ૨૬૫ મો—તે સાધુ, સાધ્વિજી કેટલા છે, તેનો [1]દ્રવ્યલીંગ કેવો છે, અને તે ક્યાં વિચરે છે?

ઉત્તર—થોડામાં થોડા બે હજાર ક્રોડ છે અને ઉતકૃષ્ટ નવ હજાર ક્રોડ છે, તેનો દ્રવ્યલીંગ, રજોહરણ, મુહપતી, પાત્ર વિગેરે ચૌદ ઉપગરણો ધારણ કરવાથી ઓળખાય છે, અને તેઓ કર્મભુમી લોકોને રહેવાના ક્ષેત્રમાં એટલે આર્ય ભુમિમાં વિચરે છે, તેમજ દૈવયોગે દેવતાના અપહારથી ક્વચિત્ અકર્મ ભુમી લોકોના ક્ષેત્રમાં પણ અંતર્મૂહુર્ત વીગેરે અમુક મુદત સુધી વિચરવાનો સંભવ છે

સવાલ ૨૬૬મો—ઉપરની રીતે પ્રવર્તક થવું તે મુની જનોનું તથા વ્રતધારી શ્રાવકોનું કર્ત્તવ્ય છે, પરંતુ જેઓ વ્રત વગરના શત દિવસ અનાચારજ સેવે છે, તેમ છતાં વ્રતધારીની રીતે નિત્ય પ્રતિક્રમણાદિ ક્રિયામાં પ્રવેશ કરે છે તે કયું વ્રત પવિત્ર કરવા ધારે છે, અને તે કર્ત્તવ્ય યોગ્ય છે કે કેમ?

ઉત્તર—ઉપરની રીતે પ્રતિક્રમણ ક્રિયા, માત્ર વ્રતધારી પ્રાણીને અતિચાર આલોવીને તેથી વિમુખ રહેવા

[1] દેખાવ

અર્થે છે એમ એકાંત પક્ષ ગ્રહણ કરવો તે અયોગ્ય છે સબબ કે તે ક્રિયામાં પ્રવેશ કરનારો પ્રાણી ચાર પક્ષ માંથી અમુક પક્ષ ગ્રહણ કરી પ્રવેશ કરવા યોગ્ય થાય છે તે એમ કે પહેલો પક્ષ સમકીત તથા દેશવ્રત અને મહાવ્રતના અતિચારો વીગેરે પાપ સ્થાનકથી વિમુખ રહેવા પ્રવેશ કરે છે તે સર્વોત્કૃષ્ટ છે બીજો પક્ષ, જો કે ગુન્હાવત છે તેણે કમતાર તો નહીં પણ સમજણ પૂર્વક નોગાલગી અથવા સંવર, સામાયક વિનય, ભક્તિ દાન વીગેરે અમુક ઉત્તર પચ્ચખાણ ક્રિયા કરવા ઉપાગ કરે છે તે પણ સુભ કાર્ય છે તે કારણ કરવાથી જે દોષ લાગ્યો હોય તેથી નિવૃત્ત થવા કરે છે ત્રીજો પક્ષ જેને નીગોદાદિ ગહન બાબત ન સમજાય હોય, તો અશ્રદ્ધા રૂપ દોષ ઉત્પન્ન થાય છે તેથી નિવર્તવા અર્થે પ્રવેશ કરે છે ચોથો પક્ષ જીનાગમથી વિરૂદ્ધ પરૂપણા અર્થાત્ ઉત્સુત્ર ભાષણ કરવા વીગેરેથી દોષો ઉત્પન્ન થાય છે તે અનાભોગ મિથ્યાત્વની છાયા છે તેથી નિવૃત્ત થવા અર્થે કરે છે એ ચારમાંથી અમુક પક્ષ લઈને પ્રતિક્રમણ ક્રિયામાં પ્રવેશ કરવા જરૂર છે.

સવાલ ૨૬૭ મો—જીનાગમ પરૂપક જે મુનીજનો છે તે ઉપયોગ શુન્ય ધર્મ કથા કરે તો તેને દોષ ઉત્પન્ન થવા સંભવ છે અને તેવાઓ તે ક્રિયામાં પ્રવેશ કરે છે તે યોગ્ય છે પણ શું ? શ્રાવકોનો ધર્મોપદેશક પધો છે કે તેઓને તે સબંધી દોષ લાગે છે ?

ઉત્તર—જે શ્રાવકો ગીતાર્થને અધીગત સુત્ર અર્થાત્ જેઓ ગુરૂવચનને આધીન છે તેવા શ્રાવકો અવસ્ય શાસ્ત્રાધ્યયન કરવાના અધિકારી હોય છે તેનું પ્રમાણ એ છે કે ' पढइ सुणेइ, गुणइ जिणस्स धम्म परिकहइ ' इतिवचनात्, વળી આવસ્યક ચુરણીમાં પણ કહ્યું છે કે ' सा जिणदास

आवउमी, चौदसी सु उववास करेई, पुण्यर्यं च वायइ" ઇ ત્યાદિ પરમાણો છે, માટે ચારે પક્ષ વાળાએ પ્રતિક્રમણ ક્રિયામાં પ્રવેશ કરીને મિથ્યા દુષ્કૃત્ય કહેવું તે યોગ્ય છે

સવાલ ૨૫૮ મો—આ પાઠની અંતે બે ગાથાઓ છે તે શા ઉપયોગની છે ?

ઊત્તર—પહેલી ગાથાથી, એમ સમજવું કે અનાદિ સંસારમાં પ્રવર્તક થવાથી, રાગ દ્વેષની પરીણતીએ કરીને મારે સર્વ પ્રાણી સાથે પરસ્પર વૈરભાવનો સબંધ છે માટે તેઓ સાથે મૈત્રીભાવ રાખવા ક્ષમા કરૂં છું, તેમજ તમે પણ મારા અપરાધની ક્ષમા કરો બીજી ગાથા પ્રતિક્રમણ અધ્યયનનો ઉપસંહાર કરવા તથા છેલ્લીવારે મંગળ પ્રદર્શનને કરવા અર્થે છે તે એમકે એવી રીતે મે પાપાતિચારનો પ્રકાશ કર્યું, આત્મ સાખે નિંદ્યુ, ગુરૂ સાખે ગહણા કરી અર્થાત્ અત્યંત દુગછ્યુ (ખોટુ જાણું) તે પછી "सम्म" કહેતા સમ્યક્ આ શબ્દ ઉપરના આલોચ્ય વીગેરે સર્વ પદ સાથે જોડીને કહેવું, કે ત્રિવિધ યોગે કરણની પડિ-નો કહેતા પાપની પ્રતિઘાત એટલે પાછો ફરતાં મંગલાર્થ ચોવીશ જીનોને સ્તવના પૂર્વક નમસ્કાર કરૂં છું, આ સ્થાનકે પંચ પરમેષ્ટીને યથાયોગ્ય ગુણ નિષ્પન્ન પાંચ વંદણા કરવી અને શ્રાવકોએ છઠ્ઠી વંદણા શ્રાવકને કરવી એનું ઉપનામ ૭ ખામણા પણ કહેવાય છે

સવાલ ૨૫૯ મો—તે પછી શું કરવું ?

ઊત્તર—ચોરાશી લાખ યોની ના જીવો પાસે થયેલા અપરાધોની ક્ષમા માગવી

સવાલ ૨૬૦ મો—પ્રથમની બે ગાથા વડે ક્ષમા માગી છતાં પુનરાવર્તન કરવા શું જરૂર છે ?

ઊત્તર—વિશેષાવબોધ થવા માટે.

સવાલ ૨૭૧ મો—તે પછી શું કરવું ?

ઊત્તર—બેવાર ગુરૂવંદન કરતા ઇચ્છામીખમાસમણુ ભણવું

સવાલ ૨૭૨ મો—ત્રીજા આવસ્યકમા ગુરૂવંદન કરેલું છે તેમ છતા આ પ્રસંગે પુનરૌક્તિ કરવાનું શું પ્રયોજન છે ?

ઊત્તર—પાપથી નિવર્ત્ત થવારૂપ ચોથો આવસ્યક નિર્વિઘ્ન પૂર્ણ થયેલો છે તે ઉપકાર સવ ગુરૂનો છે તેથી વિશેષાર્થે વંદન કરવું

---

## પાચમા આવસ્યક વિષે

સવાલ ૨૭૩ મો—પાચમા આવશ્યકનું નામ શું ?

ઊત્તર—કાયોત્સગ

સવાલ ૨૭૪ મો—કાયોત્સગ વિધિ તો પ્રથમ સામાયક આવશ્યકમા કરેલી છે, તેમ છતા અહીં પુનરૌક્તિ કરવાનું શું પ્રયોજન છે ?

ઊત્તર—તે સ્થાનકના કાયોત્સગથી સવ અતિચારો આલોવી ત્રીન સ્તવના પૂર્વક ગુરૂવંદન કરી, પ્રતિક્રમણમા પ્રવેશ કર્યો હતો તેમ છતા સુન્ય ઉપયોગથી સ્થુળ તથા સુક્ષ્મ અતિચારોનું ચીંતવન કરી નિવત્ત ન થવાયું હોય તો વિશેષાર્થે અહીં કાયોત્સર્ગ નામનો આવસ્યક કરવાની આવશ્યકતા છે

સવાલ ૨૭૫ મો—કાયોત્સર્ગે ધ્યાનમા કેટલી સત્તા છે?

ઊત્તર—ગુરૂ જનોના કથન ઉપરથી જણાય છે કે ધ્યાનની અગાધ સત્તા છે તે જેમકે સો મણ દુધથી ભરેલા પાત્રમાં પાસેર ખટાશ પડે તો તે ખટાશ સવ દુધની મધુ

ન્તાને બાદલી, પોતાપણે તદાકાર કરી, પોતાનુ દધી[1] એવુ ઉપનામ પ્રાપ્ત કરે છે, તેવીજ રીતે કાયોત્સર્ગ ધ્યા । પોતાની શક્તિ વડે પાપરૂપ રજકણોના સમુહને દહન કરી આત્મ સ્વરૂપને પ્રત્યક્ષપણે પ્રકાશીત કરે છે

સવાલ ૨૭૬ મો—આ આવસ્યકના કાયોત્સગને અર્થે એવો મતભેદ છે કે કેટલાક જનો લોગસ્સથી ધ્યાન સ્થાપ । કરે છે તેમજ કેટલાએક ધમ ધ્યાનનુ કરે છે તેનુ કેમ ?

ઊત્તર—વાસ્તવિક રીતે જોતા એ બેનો પરમાર્થ એકજ છે કેમકે લિશો કરીને સુક્ષ્મ અતિચારો આળો વીને તેમાથી નિવર્ત્ત થવાનુ છે તેને માટે લોગસ્સના "સમાહિવર સુતમ દીતુ" શબ્દથી એવો સ કલ્પ થાય છે કે હે નાથ ! મારા જેનુ સર્વોત્તમ સમાધી સ્થાનક મને આપો આ ઉપરથી સમજાનુ ક સ્થુળ તથા સુક્ષ્મ અતિચારોની નાસ્તી થવાથીજ સમાધી સ્થાનક પ્રાપ્ત થાય છે તે યો ય છે બીજા પક્ષમાં ધમ ધ્યાનના સોળ ભેદનો યથાર્થ ચીતવન કરવાથી એકત્વ ભાવ થાય છે પણ તે અતિચારોની નાસ્તિ સિવાય થતો નથી માટે તે પણ યોગ્ય છે

સવાલ ૨૭૭ મો—જો એમજ છે તો ધર્મ ધ્યાનના કાયોત્સર્ગ વખતે અકાળનો બાદ છે કે કેમ ?

ઊત્તર—નથી, કેમકે આવસ્યક સુત્ર, કાળીક ઉત્કાળીક સુત્રોથી વિરક્ત છે તેથી આવસ્યક સુત્રની નેમનમા આવેલો પાઠ ન સુત્રની પદતિ મુજબ ભણવો યોગ્ય છે તે એમ કે ભગવતીજી વીગેરે કેટલાએક કાળીક સુત્રો, નિયમસર વાચતા તેને અંગે આવેલા નમોકાર તથા નમોથુણ્ વીગેરે કેટલાએક સુત્રાઓ, તેના નિયમસર ભણાય છે પણ તેના તેજ સુત્રાઓ, આવશ્યકમા આવેલા હોય છે માટે તેના

[1] દહીં

તો સદોષ ગણાય છે

સવાલ ૨૮૭ મો—ભુત ભવિષ્ય અને વર્તે
એ ત્રણ કાળમાથી કયા કાળનુ પ્રતિક્રમણ કરાય છે ?

ઊત્તર—ભુતકાળનુ

સવાલ ૨૮૮ મો—વર્તમાન તથા ભવિષ્યકાળનું પ્ર
તિક્રમણ કેમ થતું નથી ?

ઊત્તર—ભુતકાળમા કર્મ કરેલા હોય છે તેથી વર્તમાન
કાળમા પ્રાયશ્ચિત આલોવી નિવર્ત થવુ અને તેમ થયા પછી
નવી આવકને રોકવા અર્થે ભવિષ્યકાળ સબધી પચ્ચખા
ણ કરવા એમ વર્તમાનકાળ સવર ખાતે, અને ભવિષ્યકાળ
નવી આવક રોકવા ખાતે નીમેલો છે

સવાલ ૨૮૯ મો—કેટલા પ્રકારે પચ્ચખાણ શુદ્ધ થાય
છે અને તે કેવી રીતે ?

ઊત્તર—ફાસીય વીગેરે ૭ પ્રકાર છે તે એમકે ફા
સીય કહેતા જેટલી હદનુ પચ્ચખાણ કર્યું છે, તેટલી હદ
સુધી પુરૂં કરવુ પાલીય કહેતા તેટલી હદ સુધી તેને યાદીમા
રાખી તેનુ રક્ષણ કરવુ તીરીય કહેતા પુરૂં થવા વખતે
તે પચ્ચખાણનું તારણ કરવુ કે અમુક પચ્ચખાણ પુરૂં થયુ છે
કીતીય કહેતા તેનુ કિર્તન સ્તુતિ કરવી કે એ વ્રત ઘણુ
[illegible] છે સોહીય કહેતા તે વ્રતથી જુદા થયા છતા
ને શોભા આપવા અર્થે લાવેલી ચીજમાથી પ્રથમ ગુરૂને
[illegible] ઉપજાવવો આરાહીય કહેતાં એ વ્રત મને
રીતે ફળરૂપ થાઓ, એ ૭ રીતે વ્રત સિદ્ધ થાય છે

સવાલ ૨૯૦ મો—કેટલા પ્રકારથી પ્રતિક્રમણ
અને તેના ઉત્તરભેદ કેટલા છે ?

ઊત્તર—મિથ્યાત અવ્રત, પ્રમાદ કષાય અને
જોગ એ પાચ, અને તેના ઉત્તરભે[illegible]

ने एमके पचवीश, बार, पाच, पचवीश अने पंदर एम क्रमवार गणता कुल बासी प्रकारथी, छुग थथु

सवाल २९१ मो—ए पाच बाबतथी निवर्त्त थवा माटे केटला वखत नीमेला छे, अने तेनु प्रमाण शु ?

ऊत्तर—पाच वखत नीमेला छे, ते एमके देवसी, रायसी, पक्ष सबधी, चोमासी ने वार्षिक अर्थात् सवत्सरी तेमा पहेला बे वखत आवश्यकथी समजवा, अने पाखी सबधी भगवतीजीमां सख श्रावकनी अने चोमासी सबधी ज्ञाताजीमा पथकजीनी साक्षीथी तथा सवत्सरी सबधी दश कल्पनी साक्षीथी समजवा

सवाल २९२ मो—ए पाच वखतमा केटला लोगस्सथी कायोत्सग करवो ?

ऊत्तर—देवसी, रायसी सबधी चारनो, पक्ष सबधी बारनो, चोमासीना वीसनो, तथा वार्षिकमा चालीश लोगस्सनो करवो

सवाल २९३ मो—कायोत्सर्ग स्वजनिथी करवो के बीजाना करवाथी प्रमाण राखवो ?

ऊत्तर—पोतानी जाते उपयोग सहित निर्दोषपणे करवाथी प्रमाणिक गणाय छे.

सवाल २९४ मो—देवसी, रायसी, वीगेरे पाच वखतना प्रतिक्रमण जुदा समजवा माटे शु आधार छे ?

ऊत्तर—आधार मात्र एटलोज के देवसी रायसी, शब्द तो हमेशा बे वखतमा बोलाया करे छे, परतु पाखी, चोमासी ने सवत्सरीनी साजे प्रतिक्रमण करता देवसी, शब्दने बदले पखी, चोमासी ने सवत्सरी एवा शब्दनो उच्चार करवो ते एम के—

" इच्छामिण भंते तुम्हेहिं अमणु, नायसमाणे, पख्खी पडिक्कमणु ठामसे पख्खी " ए रीते जे जे पाठमा देवसी

હોય તે તે પાડમા ચોમાસી તથા સવત્સરી શબ્દ બો

સવાલ ૨૯૫ મો—આવસ્યક એટલે શુ અને કેટલા પ્રકાર છે ?

ઊત્તર—અવસ્યના કારણુસર કરવુ તે આવસ્યક છે તેના લૌકિક અને લોકોત્તર એવા બે પ્રકાર છે

સવાલ ૨૯૬ મો—લૌકિક આવસ્યક કોને કહોછો ?

ઊત્તર—ગૃહસ્સાર ચલાવવા અર્થે પ્રિતિપૂર્વક ગ્રહના કામ અવસ્ય કરવા પડે તેને કહેવાય છે

સવાલ ૨૯૭ મો—લોકોત્તર આવસ્યક એટલે શુ તે કેટલા છે તેની ક્રિયા શુ, અને તેના ઉપાસક કોણુ છે ?

ઊત્તર—લૌકિક વ્યવહારના પાપરૂપ કાર્યોથી બચીને સર્વોત્તમ ધર્મ સબધી અવસ્ય કરવા યોગ્ય કાર્યમા વર્તક થવુ તે લોકોત્તર આવસ્યક છે તેના ૭ પ્રકાર છે તેની ક્રિયામા પ્રથમ પાપો રોકી સર્વે સાથે સમાન ભાવે વર્તવારૂપ સામાયક આવસ્યક છે બીજો દર્શન મોહના ક્ષયોપસમથી સમ્યક્તની શુદ્ધિ અર્થે, ચોવીશ જીન સ્તવન કરવા રૂપ આવસ્યક છે ત્રીજો ગુરુ વદન આવસ્યક છે ચોથો જ્ઞાન દર્શની શુદ્ધિ કરવા અતિચારોથી નિવર્તં થવા સ્રાવકનુ તથા એકસો વસ્યક છે પાચમો ચારિત્રની શુદ્ધિ અર્થે પ્રતિક્રમણ પાપો દહન કરવારૂપ કાયોત્સગ આવસ્યક છે છઠ્ઠો આગામી કાળના પાપની બધી કરવારૂપ પ્રત્યાખ્યાન આવસ્યક ઉપાસક સાધુ તથા શ્રાવક છ

સવાલ ૨૯૮ મો—નય એટને શુ અને તે કેટલા છે ?

ઊત્તર—નય એટલે ન્યાય અને તે સાત છે

સવાલ ૨૯૯ મો— એ સાત ન્યાયવાળા ૭ આ શ્રદ્ધાથી પ્રવેશ કરે છે ?

ઊત્તર—પહેલો નૈગમ ;

રનો સામાયક કહે છે કેમકે તે સર્વ મોક્ષ થવાના કામિક છે અને તેઓનેજ મોક્ષ પ્રાપ્ત થાય છે બીજો "નગ્રહ" ન્યાયવાળો જીવના ગુણને સામાયક માને છે કેમકે સર્વ જીવોનું આત્મગુણ સમાન છે, ત્રીજો "વ્યવહાર" ન્યાયવાળો, સમતા પૂર્વક વર્તાએ પ્રવર્તે, તેને સામાયાક કહે છે ચોથો "રજુ ગ ઋજુ સુત્ર" ન્યાયવાળો, શુન્ય ઉપયોગ હોવા છતા બાહ્ય વર્તાએ પ્રવર્તતા જીવને સામાયક કહે છે પાચમો "શબ્દ" ન્યાયવાળો પ્રવચન આદરવા પૂર્વક વિષય કષાયના ત્યાગીને સામાયક કહે છે છઠ્ઠો "સમભિરૂઢ" ન્યાયવાળો, અપ્રમાદી અવસ્થાએ વિચરવાથી જે ગુણ ઉત્પન્ન થાય છે તેને સામાયક કહે છે સાતમો "એવ-ભૂત" ન્યાયવાળો ત્રિકરણ, જોગ અશુદ્ધ ભાવરૂપ પાપમા વર્તતા હોય તેથી નિવર્ત્ત થઇ શુદ્ધભાવમા પ્રવર્તે છે તેને સામાયક કહેછે,

સવાલ ૪૦૦ મો—ઉપરના સાત ન્યાયવાળા બીજા આવસ્યકમા પ્રવેશ કરતા કેવી શ્રદ્ધા રાખે છે?

ઊત્તર—પહેલો, સામાન્યપણે શુન્ય ઉપયોગી દ્રવ્ય આત્માઓની સ્તવના કરવાથી મોક્ષ કહે છે, અને વિશેષથી ચોવીશ જીનના આચાર નિક્ષેપાનું સ્તવન કરતા મોક્ષ કહે છે બીજો, આત્માનુ સ્તવન કરતા મોક્ષ પ્રાપ્તી કહે છે ત્રીજો, ભુતકાળ તથા ભવિષ્યકાળના ચોવીશ જીનના વક્તવ્ય ગુણનુ સ્તવન કરવાને મોક્ષ પ્રાપ્તી કહે છે ચોથો, ઋજુ ન્યાયી, વર્તમાન જીનના ગુણ સ્તવન કરતા મોક્ષ પ્રાપ્તી કહે છે તેમજ જીનના નિર્વાણનો જે સમય છે તે કાળ દ્રવ્યને સ્તવવાથી મોક્ષ પ્રાપ્તી કહે છે, અને તે શુદ્ધ બુદ્ધિવાળા સમજવો પાચમો, સમવસરણમા સ્થિત રહેલા અરિહંતને તથા સિદ્ધ અવસ્થા પામેલાનુ સ્તવન કરવાથી મોક્ષ પ્રાપ્તી કહે છે છઠ્ઠો, જે જીવ મોક્ષના પવા

ય અનુભવે છે તેનું સ્તવન કરવાથી અને સાતમો આકમક
સિદ્ધનું સ્તવન કરવાથી મોક્ષ પ્રાપ્તી કહે છે

સવાલ ૩૦૧ મો—સાત નાયવાળા ત્રીજા આવશ્ય
કમા કેવી શ્રદ્ધાથી પ્રવેશ કરે છે?

ઊત્તર—પહેલા બે નાયવાળા ત્રિનયવાદી હોવાથી
એમ માને છે કે સર્વ જીવમા રત્નત્રયની સત્તા સરખી છે
તેથી તેઓ સર્વને વંદન નમન કરવાથી મોક્ષ પ્રાપ્તી કહે
છે ત્રીજો સાધુના દ્રવ્યઆચાર વ્યવહાર જોઈને વંદન
નમન કરવાથી ચોથો રજુસુત્ર નાયવાળો જે સાધુ ભાવે
ચારિત્ર પાળતો હોય તેને વંદન નમન કરવાથી અને છેલ્લા
ત્રણ નાયવાળા શુદ્ધ ગ્નાન દર્શનાદિકના અનુભવી મહાત્માને
વંદન નમન કરવાથી મોક્ષ પ્રાપ્તી કહે છે

સવાલ ૩૦૨ મો—એ સાત નાયવાળા ચોથા
આવસ્યકમા કેવી શ્રદ્ધાથી પ્રવેશ કરે છે?

ઊત્તર—પહેલા બે નાયવાળા માત્ર સર્વે જીવનેજ
પ્રતિક્રમણ કહે છે ત્રીજો પ્રતિક્રમણની ક્રિયા કરનારનેજ
પ્રતિક્રમણ કહે છે અને સુક્ષ્મ નાયી જે સમે ઉપયોગ
સહિત ક્રિયા કરે તેને પ્રતિક્રમણ કહેછે સિવાય છેલ્લા ત્રણ
નાયવાળા શુદ્ધ ગ્નાન દર્શનનેજ પ્રતિક્રમણ કહે છે

સવાલ ૩૦૩ મો—એ સાત નાયવાળા પાંચમા આ
વસ્યકમાં કેવી શ્રદ્ધાથી પ્રવેશ કરે છે?

ઊત્તર—પહેલા બે નાયવાળા સર્વ જીવને કાયોત્સગ
કહે છે ત્રીજો શુદ્ધ ક્રિયાથી એટલે માત્ર કાયાને સ્થિર
કરે તેને કાયોત્સગ કહે છે ચોથો રજુસુત્ર નાયી શુદ્ધ ઉપયોગથી
કાયોત્સર્ગના કર્તાને અને સુક્ષ્મ નાયી જે સમે ઉપયોગ
સહિત કાયોત્સર્ગના કર્તા કાયોત્સગ કહે છે સિવાય છેલ્લા
ત્રણ નાયવાળા શુદ્ધ ગ્નાન દર્શનના ઉપયોગમા વર્તવ
કાયોત્સગ કહે છે

તનમા સમાવેશ થાય છે

સવાલ ૩૧૪ મો—છ આવશ્યક કરવાનુ પરમાર્થ શુ?

ઊત્તર—અશુભ કર્મથી વિમુખ થવાનુ

સવાલ ૩૧૫ મો—છેવટમા કેરી કલ્પનાથી સ્થુળ મગળ કરવુ અને તે કોના કોના નામથી કરવુ?

ઊત્તર—નિવૃત્તપણે છ આવસ્યકી ક્રિયા કરી કૃતાર્થ થયો છુ તેના ઉત્સાહમા હે સિદ્ધ ભગવાન! તમા। કિર્તનરૂપ પહેલુ શુઈ મગળ કરૂ છુ તેમજ બીજુ સ્થુળ મગળ વત્તમાન તિર્થકર ભગવાનનું અને ત્રીજુ સ્થુળ મગળ મારા ધર્મગુરૂ ધર્માચાર્યનુ કરૂ છુ એવી રીતે ઉત્સુક ભાવથી ત્રણ સ્થુળ મગળ કરવા

સવાલ ૩૧૬ મો—નમોથ્થુણં એજ તિનથી ભરેલુ છે તો શી ખાત્રી થાય કે આ સિદ્ધનુ આ અ રિહતનુ અને આ ગુરૂ કિર્તનનુ છે?

ઊત્તર—ખાત્રી માત્ર એટલીજ, કે સિદ્ધ પ્રથમ સાકાર અવસ્થામા તેત્રીસ બોલના અધિકારી હતા પણ વર્તમાનકાળે છેવટના દશ બોલ પ્રાપ્ત કરીને નિરાકાર અવસ્થાએ સિદ્ધ પદમા સ્થિર થયા છે તેથી પહેલુ સ્થુળ મગળ તેના નામનુ છે વર્તમાન કાળે અરિહત સાકાર અવસ્થામાં હોવાથી પ્રથમના તેત્રીશ બોલના અધિકારી છે, પણ હવે પછી દશ બોલ પ્રાપ્ત કરવાના ઉદ્યાગમા કો ક્ષણે અપ્રમાદીપણે વિચરે છે તેથી તેઓની સ્તવના અર્થે છેલ્લો શબ્દ ઠાણ સપાવીઓ કામસ એમ બો લવનુ છે અને તેજ શબ્દ ગુરૂના નમોથ્થુણને અતે બોલ વાનુ છે પરતુ ગુરૂના સ્તવનમા એટલો ફેર છે કે જે ગુરૂના સત્સગથી શ્રદ્ધા તથા જ્ઞાન અભ્યાસ અને સત ધર્મો ગ્રહણ કરવાની શક્તિ ઉત્પન્ન થઈ છ તે ગુરૂના નામ સાથે પાચમા ખમણાની આદિના શબ્દો

છેડે " કાઉસ્સગ પારીઓ કામમ ' કહી અરિહંતુ

સવાલ ૨૧૭ મો—ઉપરની વિધિ મુજબ હમેશા બે વખત ૭ આવશ્યક કરવાનો જૈન કોમમાં સર્વત્ર પ્રચાર છે, તે એકજ રીતે છે કે તેમાં કાંઇ મતભેદ છે ?

ઉત્તર—૭ આવશ્યક કરવા એ શબ્દ તો ઉત્સર્ગ માર્ગનો છે, તેમાં મતભેદ નથી, પરંતુ અપવાદ માર્ગ ભેદ એટલોજ છે કે ચોવીશ તિર્થંકરોમાથી, પહેલા તથા છેલ્લા તિર્થંકરના શાસનમા પ્રવર્તક થનારા મુની વર્ગને માટે હમેશા સંધ્યા અને પ્રભાતે ૭ આવશ્યક કરવાની ફરજ છે તે સિવાય બીજાથી માંડીને તેવીસમા તિર્થંકરના શાસનનાં તેમ નથી કેમકે તેઓને જ્યારે સુક્ષ્મ યા સ્થુળ દોષ લાગે છે ત્યારે તેઓ તેજ વખતે અવશ્ય કરીને યથા યોગ્ય આવશ્યક ક્રિયા કરી, લાગેલા દોષથી નિવર્ત્ત થાય છે તેજ તેની પુર્ણતાની નીશાની છે

સવાલ ૨૧૮ મો—૭ આવશ્યક કરવાનો હેતુ શું ?

ઉત્તર—સામાયકથી આત્માનો આશ્રવ રોકીને શ્રુત કાળમા લાગેલા અતિચારો આલોવવા તે પછી ચોવીશ સ્તુ આથી સમકીતની અને ગુરૂ વંદનથી જ્ઞાન દર્શનના આચાર ની શુદ્ધિ કરવા તે પછી વિશેષે કરીને ચારિત્રાચારની શુદ્ધિ અર્થે પ્રતિક્રમણ કરવુ તેમ છતાં કષાયાદિક અંતર દોષ રહી જાય તો તેને ટાળવા અર્થ પાંચમો કાયોત્સર્ગ કરીને, અનાગત કાળ સબંધી પચ્ચખાણ કરવા કે જેથી કરીને અનંત કર્મ નિર્જરીને અચળ પદ લઇ શકાય

ઇતિ પ્રશ્નોત્તર કુસુમાવલી સંપૂર્ણ.

૧ ,, ઓધવજી રામજી ગૌશાળા નોકરી
૧ ,, ચખુભાઈ લવજી
૧ ,, આણંદજી નીનાભાઈ
૧ ,, જમગજ બાપુજી
૧ ,, ચતુર્ભુજ જેઠાભાઈ
૧ ,, સદ્ગીચ. જેરાજભાઈ મોદીયાવાળા
૧ ,, ગોપાળજી દેવચંદ
૧ ,, લાલજી હીરજી બીવપારી
૧ , સુરચંદ રામજી
૧ ,, જેચંદ જુઠાભાઈ
૧ ,, લાલચંદ ભાઈચંદ
૧ ,, અભેચંદ સુધવજી
૧ ,, રવજી ઝવેરચંદ
૧ દોશી નીકમજી હસરાજ
૧ બાઈ પાર્વતિબાઈ

## વીરમગામ ( ૧૫ )

૫ શા સોભાગચંદ લાલચંદ.
૫ શા છગનલાલ પુરૂષોત્તમ હ. પગનભાઈ
૧ શા. હરગોવન જીવરાજ
૧ શા કેશવજી ફુલચંદ
૧ શા નથુભાઈ ચતુરદાસ
૧ ભાવસાર હરગોવન પુરૂષોત્તમદાસ.
૧ ભાવસાર હીરાચંદ ડુંગર.

## કોચીન બંદર ( ૧૨ ) માણેકચંદ ગોવર

૩ શા દામજી હંસાની કં
૧ શા માણેકચંદ ઓધવરામ
૧ શા માણેકચંદ ધર્મસિંહ.

१ शा वखतजी भीमजी
१ शा देवजी मनजी
१ शा केशवजी रामजी
१ गांधी धरमसिंह रामजी
१ मास्तर नरनेराम राजी
१ शा लखमजी देवचंद
१ शा हरीदास देवजी

पोरबंदर ( १० )

१० श्रीपोरबंदर जैनपुस्तकसंग्रह ह म मोहनदास कपुरचंद

मोरबी ( १० )

१० शा जिनचंद पोपटभाई दफतरी

खंभात बंदर ( १० ) ગોકળદાસ રત માસ્તર

१ शा रतनचंद मोतीचंद
१ शा काशीदास कुशलचंद
१ शा नगीनदास जेठाभाइ
१ शा पानाचंद मोतीचंद
१ शा चुनीलाल खुबचंद
१ शा गानालाल भाइचंद
१ शा छगनलाल रायचंद
१ शा खुशाल जगजीवन
१ शा गोरधनभाइ मोतीचंद
१ शा जेठाभाइ गुलाबचंद गांधी

सींगापुर ( १ )

१ भमदार दरखचंद केवलजी ह भ

मुंबाइ बंदर ( १२ )

१० शा उजमशा हेमराजजी कंपनी ह.
हेमराज मास्तर

૧ ગાંધી ખુમાનદાસ ગીરધર
૧ શેઠ નારણજી અલ્લાભાઈ ઉપનેગરવાળા

આટકોટ ( ૭ ) લાનચંદ ટો મ ફન

૧ શા લાનચંદ ટોકસી હ વિરચંદ
૧ શા નારણજી દેવચંદ
૧ શા તુળસી અલ્લાભાઈ
૧ ઓઝા કેમનલાન ક ા
૧ શા વિરચંદ ટોકર
૧ શા મોહનલાન પ્રેમજી
૧ શા ગભી માઈ ચતુભૂજ ગઢવાળા

ધોરાજી (૨)

૨ ધારાઝ ગોન્ડલ મના ૧િ મ્યાકે જૈનમાળા હ
દામતર પોપટ વનમાળી દાસ

અમદાવાદ ( ૩ ) હીન વેન મા

૨ સઘાણી હીરાચંદ નેનઝ મારનારી ગોન્ડળવાળા
૧ શેઠ જેમધલાઈ લીમ્મલાન

સોજીત્રા ( ૧ )

૧ શા મગનલાન માણેકચંદ હા બાઈ રૂક્ષ્માણીબાઈ

ભાવનગર

૧ ભાયાણી પ્રેમચંદ દેમરાજી
૧ ભાયાણી વરનાન વિઠ્ઠલ હ ગોમતીબાઈ
૧ શા કુંવરજી માણેકચંદ ગાંધી
૧ શા જીવરાજ માવજી
૧ શા છગનલાન વસ્ટ
૧ ભાયાણી ચુનીલાલ નરોત્તમ હ ગોમતીબાઈ
૧ મોદી મુળજી નથુ

૧ શા ગોકળ રામજી ઠ અમરતબાઇ
૧ કપાસી હરીભાઇ લવજી
૧ સેઠ હરિલાલ છગનલાલ પાનીદાર
૧ શા મોહરામ ખોડીદાસ ગાંધી તાર માસ્તર
૫ બહાણી સુંદર ભગવાન
૧ બોટાદ ક ફકીરા સામજી
૧ શા પ્રાણજીવન વિ પરમાનંદ
૧ શા ભગવાનલાલ ગંભીર લહીયા
૪ શા ગાવજી ભાભાઈ,
૧ શેઠ ચતુર્ભુજ મગીદાસ માંડલવાળા
૧ શેઠ વિરચંદ ખીમજી ઢમાવાળા

પાળસીણા (૪)

૧ શેઠ જીવણ સઘજી
૧ શા પ્રાગજી બેચર
૧ ભાવસાર લહેરા મઘા
૧ શા બાલા રાજપાળ

---

૨ પુનાતર આણંદજી તારાચંદ—જામનગર
૨ ભાવસાર હરજીવન દાસ હેમરાજ—ઠહોર
૨ રા રા પિતાંબર ન હાથીભાઈ દીવાન—પાલણપુર
૧ શા નરહરજી મીઠાભાઇ સરપદડ વહીવટદાર—સરપદડ
૧ વકીલ અમેચંદ કાળીદાસ—જેતપુર
૧ પારેખ રણછોડ દેવસીભાઇ—ગામ ચરખડી
૧ દોસી બેહેચર બીજીભાઇ—ગામ મેડી
૧ સા મગનલાલ અમરાજ—ગઢાળી

---

# નવી જાહેર ખબર.

## ઉમેદચંદજી કૃત જૈન ગરબાવળી

ઉપર નામનું પુસ્તક, જેમા જૈન કન્યાશાળાના અથવા સભા પુરી આપવા અર્થે દાન, શિયળ, તપ્પ, ભાવ, જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા સામાયક પ્રતિક્રમણ વ્રત નિયમો ગ્રહણ કરવાની રીતી, અનિત્ય ભાવના, પર્યુષણના વાખ્યાન વીગે દિક્ષા વખતે, સાધ સાધવીના સામૈયા તથા વિહાર વખતે ગવાતી બોધદાયક જુદા જુદા રાગોમા સમયાનુસારે ગાવા યોગ્ય ગરબીઓ જેમા અનેક વિશયો જાણવા યોગ્ય સમા વેસ કરેલો છે તે સર્વ બાળ વૃદ્ધ અને પોતનરતી બહેનો ન ખાસ ઉપયોગનું છે તે મારા તરફથી છપાઇ બહાર પડશે તેની કિમત માત્ર ૦-૨-૦ છે ૧૦ નકને એક ભેટ સામગ્રી નકલો સમને પડશે સર્વ રકમ જ્ઞાન ખાતે અર્પણ કરવાની છે માટે ગ્રાહક થવા મરજી હોય તેમણે નીચેના સરનામે ગામ નામ ઠેકાણુ ઓ નકલ લખી મોકલવા કૃપા કરવી પોસ્ટેજ ગ્રાહકો શીર. નોટપેડ પત્ર લેવામા આવશે નહિ

ભાવનગર

**શા. ભગવાનલાલ ગભીરદાસ.**

ઠે વડવામા વાત્ર ઉપર જગુ વાનજીના ઘરમા

